'વા મો શાહ' ગ્રંથમાળા મણકો પહેલો

# ૧

# એ ક મા જ

સઘળી ખૂબી છે
સઘળુ સામર્થ્ય છે
સઘળો આનંદ છે

સર્વ 'એક'મય બનો


લેખક

## સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ

સસારમા સુખ ક્યહા છે ?, મધુમક્ષિકા, મૃત્યુના મ્હોમા, અસહકાર, પોલિટિકલ ગીતા, મસ્ત વિલાસ, જૈન દીક્ષા, નગ્ન સત્ય સુઝાય પરેલી દુનિયા આદિના લેખક

રા સ્ત જૈન વિદ્યાર્થીગૃહ ( બૉર્ડીંગ હાઉસ ) ના સ્થાપક

વિવિધ જૈન કૉન્ફરન્સના પ્રમુખ

પ્રસિદ્ધ કર્તા
શંકરાભાઇ મોતીલાલ શાહ
ઘાટકોપર (મુંબઈ)

પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦
ઑગષ્ટ, ૧૯૩૨.
મૂલ્ય એક રૂપિયો





વા મો શાહ કૃત પુસ્તકો મળવાનું ઠેકાણું
'વા મો શા' પબ્લિશીંગ હાઉસ
સારંગપુર-ગુપ્પાગની પોળ અમદાવાદ

To

# THE ONE

WHOSE CONSCIOUSNESS
KNOWS NO DUALITY
SUCH AS
THE TEACHER AND THE TAUGHT

*V M Shah.*

# प्रस्ताव

'એક' માં જ સઘળી ખૂબી છે, સઘળું સામર્થ્ય છે, સઘળો આનંદ છે બ્રહ્મને–એકને જ ભાવનામાં ઓતપ્રોત કરી શકનાર, સામર્થ્ય અને આનંદ અનુભવી શકે છે

જે વ્યક્તિ વ્યક્તિભાવ છોડવાનું પસંદ કરી શકતી ન હોય તે પણ, 'હું એક જ છું દુનિયા છે જ નહિ' એ ભાવને સતત અભ્યાસ પૂર્વક મજબૂત કરવાથી પ્રબળ બનવા પામે છે અને આખરે અનુભવીઓએ જે ઉચ્ચતમ સ્થિતિ વર્ણવી છે તે સ્થિતિ ત્હેને પ્રાપ્ત થાય છે

'હું છું તે જ વિશ્વ છે વિશ્વ તે જ હું છું બે છે જ નહિ" એવી ભાવના દૃઢ કરનાર પણ સહજ આનંદ જાળવી અને અનુભવી શકે છે

જેની ઇંદ્રિયો અને મન–બુદ્ધિ–ચિત્ત–અહંકાર एकરૂપ બન્યાં હોય છે તેવા મનુષ્યને લજ્જા શંકા, ભય–આખી દુનિયાને તડફડાવનાર મલિન શક્તિઓ–સ્પર્શી શકતી નથી

જે કુટુંબની સર્વ વ્યક્તિઓ एकરૂપ બની શકી છે જે રાજ્યના રાજપુરુષો પોતાને પ્રજારૂપ અને પ્રજાવર્ગ પોતાને શાસનકર્તા માને છે અને જ્યાં સામાજિક ઔદ્યોગિક, ધાર્મિક તેમજ રાજકીય સઘળાં ગઠ્ઠાગણો एक મુખ્ય કાનુનના પાયા પર અને અનુસંગી રચાયલાં છે જે ભૂગોળના વિવિધ રાજ્યો આંતરરાષ્ટ્રિય અભેદતા ખીલવી શક્યા છે–તે કુટુંબ, તે રાજ્ય, તે ભૂગોળમાં શક્તિ વધારેમાં વધારે અંશમાં વિકસતી રહે છે અને આનંદ વધુ ને વધુ પ્રગટ થતો રહે છે

મન, વાણી અને કાયાની एकता જ દેવ બનાવે છે

દ્રષ્ટા દૃશ્ય અને દર્શન एकરૂપ બને છે, ત્યારે જ જેને અત્યંત વિચક્ષણ પુરુષો 'જ્ઞાન' કહે છે તેવું ખરૂં જ્ઞાન પ્રકટે છે

એ एक ને એક – બે એવો ખ્યાલ પણ સ્પર્શી શકતો નથી. તે एकपણું કાયમ રાખવા સાથે બહુને પણ પેટમા રાખી બેઠો હોય છે એ પોતે એક પણ નથી અને અનેક પણ નથી, પરંતુ તે બન્નેરૂપે દેખાય ખરો, કારણ કે એકપણું અને અનેકપણું એના 'ખેલ' છે, 'વિનાસ' છે, 'મોજ' છે એકદીન કુટુંબમા જે જન્મ્યો હોય એવો મનુષ્ય આ કથન સ્હેલાઇથી સ્હમજી શકશે. હોમીયોપથી નામના વૈદ્યનું તત્ત્વજ્ઞાન જે મનનપૂર્વક શિખ્યો હશે તે પણ સહજ સ્હમજી શકશે

एकના પાયા પર—અધિષ્ઠાન પર–કાનુન પર–ચણાયલી સઘળી ઇમારતો–રાજકીય, સામાજિક, ધાર્મિક, આદ્યોગિક, સાયન્ટીફીક–દિવ્ય અને દર્શનીય બને છે એકદંડીઆ મહેલમા વસનાર વ્યક્તિ અનોખી જ હોય છે

કહે છે કે મીરાને એકદંડીઆ મહેલમા પૂરી હતી તેમ જેઓના સમસ્ત શરીરના સઘળા તાર એક જ વ્યક્તિના સ્મરણરૂપ સ્પર્શથી ગાજી ઉઠતા હતા તેની કેટલીએ રાણીઓને એકદંડીઆ મહેલમા પૂર્યાનું સાભળીએ છીએ કેદખાના કરતાંએ વધુ મજબૂત બંધન તરીકે એવા મહેલની પસદગી મનુષ્યોએ કરી તે છતાં, સઘળી કથાઓ અને ઇતિહાસો સાક્ષી પૂરે છે તેમ, એ સ્થૂલ બંધન નિષ્ફળ નીવડ્યા છે અને ત્હેમા રખાયલી રાણીઓ પોતાના, પ્રેમ પાત્રથી જોડાઈ શકી છે જેનો જે એક જ માત્ર ભાવ, મનન, કાર્ય, પસદગી, શોખ ત્હેનુ તે 'બળ' બને છે અને ધ્યાતા ધ્યેય બને છે

એકલિંગદાસ, એકનાથ એ નામની વ્યક્તિઓ સંપૂર્ણ જ્ઞાની તરીકે આ દેશમા સુપ્રસિદ્ધ છે એમનું ભાન एकમા જ રમી રહેતું, એટલે સુધી કે જ્ઞાન–અજ્ઞાન એવુ દ્વૈત પણ એમના 'જ્ઞાન' મા ઉદ્ભવતું નહિ, બંધ–મોક્ષ એવો ભેદ એ મોક્ષસ્વરૂપોમા ઉછળી શકતો નહિ.

સુરદાસનું ચિત્ત સર્વાંશે એક વેશ્યામાં લાગ્યું હતું એવી કિંવદન્તિ છે એ એકતાએ સુરદાસના ભાનમાથી 'દુનિયા' ને દૂર કરી દુનિયાના લોકો શુ કહેશે એ ખ્યાલ, એ લાજ, એ ભયનો એનામા ઉદ્ભવ જ ન થવા પામ્યો પાણીના પૂરમા ડૂબીશ એવો ભય પણ સ્ફૂરવા ન પામ્યો મૃતદેહનો લાકડા તરીકે ઉપયોગ કરતા એનું નાક ગધને પિછાનવા નવરૂં ન થયું, સર્પનો દોરી તરીકે ઉપયોગ કરતી વખતે એની આખો અને સ્પર્શેન્દ્રિય પોતાનું જોવા-સ્પર્શવાનું કામ કરવાને સ્વતત્ર નહોતી એ એકતા-ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહકાર સર્વ વચ્ચે જામેલું ઐક્ય-એ જ એને મુક્ત બનાવનાર થઇ પડયુ,- અને તે પણ વેશ્યા જેવા સમાજે 'પાપ' રૂપ માનેલા સાધન દ્વારા

વાલ્મિકી જેવો લૂટારો એકના અધિષ્ઠાને જ એને મહા જ્ઞાની બનાવ્યો એનું રામાયણ કે વ્યાસનું મહાભારત રચનાર તો આજે આખી દુનિયામા કોઇ નથી પણ સહમજનારે મુઠ્ઠીભર માણુસો હશે

ગુરૂ એટલે શુ અને ગુરૂ શા માટે કરવો જોઇએ એ નહિ સહમજનાર પણ એક જ વ્યક્તિમાં ગુરૂભાવ આરોપી તહેની આજ્ઞાને ગમે તે ભોગે અદા કરવાની ટેવ કેળવે છે તો માત્ર એ કસરતને પરિણામે પણ એના લજ્જા, શકા, ભય નાબુદ થવા પામે છે અને માનેલો ગુરૂ ભલે નિર્માલ્ય રહી જાય પણ માનનારો તો દ્વિન્દ-દેવ-મુક્ત જરૂર બનવા પામે છે

ઘરમા એકની જ આજ્ઞાનો અમલ થવો જોઇએ ભાગીદારોએ મળીને આદરેલા વ્યાપારમાં સત્તા એકને જ હોવી જોઇએ, રાજ્યમાં પ્રજા ગમે તેટલી વિદ્વાન હોય તો પણ એક રાજા અવશ્ય હોવો જોઇએ દુનિયામાં રાજ્યો ગમે તેટલા હોય પણ ચક્રવર્તી તો એક અવશ્ય હોવો જોઇએ સઘળી વિદ્યાઓ અને સાયન્સો એક જ મુખ્ય અચલ નિયમના પાયા ઉપર જ રચાવા અને ખીલવવાં જોઇએ કાયદાઓ ભલે લાખો થાય પણ સર્વ એક મુખ્ય કાનુનને કોઇ અંશે વિરોધી

ન હોય એ કાળજીથી જ થવા જોઇએ, દરદો ગમે તેટલા હોય પણ એક મૂળ દરદને પિછાનીને જ ઉપચાર થવો જોઇએ, લડાઇઓ ભલે લાખો થાય પણ એક–બીજાનું બળ ખીલવવાના અને સવિશેષ બળના દર્શનથી પ્રમત્ત થવાના એક માત્ર 'શોખ'થી જ થવી જોઇએ જયો ગમે તેટલા થાય પણ તે વિશ્વને 'દર્શનીય' બનાવવાની એક જ ધૂનથી થવા જોઇએ, પરાજયો ગમે તેટલા સહવા છતા ફરીફરીને યુદ્ધ માટે કમર ભલે કસાય પણ તે ઉક્ત પ્રકારના એક જ શોખવાળા જયની ઇચ્છાથી કસાવી જાઇએ, પુસ્તકો ગમે તેટલા અને ગમે તેના ભલે વચાય પણ તે માત્ર પોતાનુ અંદરનું પુસ્તક વાચતાં શિખવાના સાધન તરીકે જ વચાવુ જોઇએ, પ્રાપ્તિઓ ગમે તેટલી ભલે કરાય પણ તે ત્હેમાથી બળ મેળવવા માટે અને નહિ કે ત્હેમને પોતાનું બળ લૂટાના દેવા માટે– એવા એક દૃઢ સકલ્પપૂર્વક જ થવી જોઇએ, ત્યાગ ગમે તેટલા ભલે કરાય પણ તે ત્યાગભાવનોય ત્યાગ કરવાના એક માત્ર ધ્યેય ખાતર જ કરાવો જોઇએ,—ઓહો ! એક **એક** કેટલા બધા પ્રદેશોમા ઘૂમી રહ્યો છે ! અને છતા તે **એક** જ છે ! ત્હેને પોતાને તો 'હુ એક છુ' અથવા 'હુ અનેક છુ' એવુ ભાને નથા,–'હુ છુ' અને 'હુ નથી' એવુય એને નથી લાગતુ તે છે અને એક જ છે અને અચલ, બ્યાપક આનદરૂપ છે એવુ પણ ત્હેનો વિચાર કરનારને લાગે છે, એને લક્ષ્ય બનાવનારનો એ અનુભવ છે પણ જ્યારે લક્ષ્ય કરનારો લક્ષ્યમા નિરવશેષ લય પામે છે ત્હારે તે જ પોતે તે બને છે

આ પુસ્તક વાચનાર એક દૃષ્ટિથી વાચશે તો જ રહસ્ય સ્હમજી શકશે અને બ્યવહાર–પરમાર્થ બન્નેમા જય પામવાની બુદ્ધિ અને શક્તિ – અશે પણ – પામી શકશે

ઘાટકોપર
સન ૧૯૨૬

વા. મો. શાહ.

# પ્રસિદ્ધકર્તાના બે બોલ

લેખકનું કાર્યક્ષેત્ર લગભગ ૫૩ વર્ષની ઉમર સુધી જૈનધર્મ અને જૈન જાતિમાં હતું, તથાપિ પ્રત્યેક રસપૂર્વક કામ કરવાની પ્રકૃતિવાળા મનુષ્યની બાબતમાં બને છે તેમ તેમણે પણ એ ધર્મ અને જાતિની બહાર પણ પોતાની દૃષ્ટિ કરી હતી, જેને પરિણામે થિઓસૉફી, ન્યુથૉટ, નિત્શેઅન અને વેદાંત ફીલસુફીઓનો હેમને પૂરો પરિચય થવા પામ્યો હતો. એમની વિચારણામાં આ સઘળી ફીલસુફીઓનો સમન્વય ગૂઢ રીતે થયેલો હોય છે જ. એમનું પ્રત્યેક લખાણ આંતર જીવનના એકાદા અંગના અભ્યાસ તરીકે જ લખાયેલું હોય છે, નહીં કે સાહિત્યક્ષેત્રમાં મ્હાલવા ખાતર. કોઈ પણ ઘટનાને, જૈનધર્મ કે વેદધર્મની કોઈ કથા કે સિદ્ધાંતને કે નિત્શેના કોઈ સૂત્રને જ્યારે પણ તે હાથમાં લેતા ત્યારે જીવન સાથે તે કેવો સંબંધ ધરાવે છે અને જીવનનું રહસ્ય સમજવામાં કે જીવન-વિસ્તાર કરવામાં તેની ઉપયોગીતા કેટલે અંશે છે, તે તપાસવા તરફ જ એમની દૃષ્ટિ રહેતી.

એમનામાં બુદ્ધિની તીવ્રતા તેમજ હૃદયની વ્યાપકતા બન્નેનો વિલક્ષણ સંયોગ હોઈ એમના લખાણોના વાચકો એમના લેખો પ્રત્યે ઉંચું માન ધરાવે છે એટલું જ નહીં પણ એમના સત્યો અને અવલોકનો જેઓને અંગત ખટક્યા છે તેઓ પણ એમને માટે જીગરમાં તો ઉંચો મત જ ધરાવે છે. જાહેર જીવન તેમજ વિચારક તરીકેના જીવને એમની પાસેથી નિરંતર અને જબરા ભોગ લીધા કર્યા છે, તોપણ જીવનના દરેક સિદ્ધાંતને એટલી સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસ્યા છે કે વાચનારને એનું રહસ્ય જાણવા માટે ઉંડાણમાં ઉતરવું જોઈશે, અને ત્યારે જ એ સત્યનો સાક્ષાત્કાર થશે.

આધુનિક ગૂજરાતી લેખકોની કદર માટે યોજાયલા 'ગલીઆરા પ્રાઈઝીમ' માંના પહેલા પ્રાઈઝના હકદાર તરીકે વા. મો. શાહની પસંદગી થયાનું જ્યારથી ગૂજરાત સાહિત્ય સભાએ જાહેર કર્યું ત્યારથી એમના સઘળા પ્રગટ અને અપ્રગટ પુસ્તકો અને લેખો ગ્રંથમાળા તરીકે મેળવવાની ઈચ્છા ઘણા સહૃદયો તરફથી પ્રદર્શિત થતી રહી છે.

## સદ્ગતશ્રી વાડીલાલ મોતીલાલ શાહ

જન્મ

તા ૧૨-૭-૧૮૭૮



દેહાત

તા ૨૧-૧૧-૧૯૩૧

## સદ્ગત શ્રી મોતીલાલ મનસુખરામ શાહ

| જન્મ |  | દેહાત |
|---|---|---|
| એપ્રીલ, ૧૮૫૭ | | ઑગષ્ટ, ૧૯૧૩ |

એ ઈચ્છાને અનુકૂળ થવાના ઈરાદાથી વા મો શાહના પુસ્તક પ્રકાશનનું કાર્ય શરૂ કર્યું છે અને એવો ક્રમ રાખ્યો છે કે સૌથી પ્રથમ અપ્રગટ પુસ્તકો, ત્યારબાદ મરહુમના ત્રેત્રીસ વર્ષ (સન ૧૮૯૮ થી ૧૯૨૧) સુધી પ્રગટ થયેલા 'જૈન હિતેચ્છુ માસિકપત્ર, સાત વર્ષ (સન ૧૯૦૬ થી ૧૯૧૨) સુધી પ્રગટ થયેલા 'જૈન સમાચાર સાપ્તાહિક પત્ર અને ચાર વર્ષ (સન ૧૯૦૬ થી ૧૯૦૯) સુધી પ્રગટ થયેલા 'હિન્દી જૈન હિતેચ્છુ પાક્ષિક પત્રમા આવેલા તેમજ અન્ય માસિક સાપ્તાહિક અને દૈનિકપત્રોમા આવેલા વિવિધ એડીટોરીઅલ્સ, લેખો, ભાષણો વગેરેની ચુટણી કરી જુદા જુદા પુસ્તકરૂપમા બહાર પાડવા અને તે પછી મરહુમના આજ સુધીમા પ્રગટ થયેલા પુસ્તકો 'વા મો શાહ ગ્રંથ માળા'ના જુદા જુદા મણકા તરીકે પ્રગટ કરવા

ઉપર દર્શાવેલા ક્રમ મુજબ વા મો શાહ ગ્રંથમાળાના પ્રથમ મણકા તરીકે આ 'એક' નામનુ અપ્રગટ પુસ્તક અને બીજા મણકા તરીકે 'મહાત્મા કબીરના આ ત્મિક પદો' (વિવેચન સાથે) નામના પુસ્તકો પ્રગટ થાય છે અને અલ્પ સમયમા, માદગીના બિછાનેથી લખાયલુ મરહુમનું છેલ્લામા છેલ્લુ પુસ્તક 'આર્યધર્મ અથવા વીસમીસદીના આર્ય અને આર્યા ઘડનાર સસ્કાર અને ત્યારબાદ નગ્ન સત્ય, પ્રગતિના પાદ ચિહ્નો વગેરે પ્રગટ કરવામા આવશે

આ પુસ્તકના મરહુમ લેખકે વર્ષો સુધી માસિક, પાક્ષિક અને સાપ્તાહિક પત્રો તેમજ સખ્યાબધ પુસ્તકો પ્રગટ કરી (કેટલાક પુસ્તકોની તો હજારો પ્રતો જનતાને વિના મૂલ્યે આપવા માટે પ્રસિધ્ધ કરવામા આવી હતી) અને પ્રસંગોપાત નોંધો, ચર્ચાઓ અને લાબી લેખમાળાઓ જાહેર પેપરોમા આપી બત્રીસ બત્રીસ વર્ષ સુધી સાહિત્યની જે અમૂલ્ય સેવા બજાવી છે તેની સમ્પૂર્ણ નોધ અત્રે આપવાનુ અશક્ય હોવાથી આજસુધીમા પ્રગટ થયેલા પુસ્તકો પૈકી જેટલા પુસ્તકો મળી શક્યા ત્હેની એક અપૂર્ણ ટુક નોધ આ પુસ્તકમા અન્ય સ્થળે આપવામા આવી છે

ઘાટકોપર — શકરાભાઈ મોતીલાલ શાહ

# વા. મો. શાહની સાહિત્ય સેવા.

## વા મો શાહ કૃત પ્રસિદ્ધ થયેલા ગુજરાતી પુસ્તકો.

(૧) મધુ મક્ષિકા—બે આવૃત્તિ સન ૧૮૯૮ અને ૧૯૦૦ પ્રત ૨૦૦૦

આ પુસ્તકમા ચાલુ રીતરિવાજ, કુદરતની ખૂબીઓ યુવાનોનો પ્યાર ત્હેનો હેતુ–હદ અને પરિણામ પરણેલી અને કુવારી સ્થિતિ, સસારી જીવન અને ત્યાગી જીવનની સમજાવટ, શુદ્ધ વ્યવહાર સાથે ધર્મનો સબધ વગેરે વગેરે વિષયો પ્રખ્યાત અગ્રેજ લેખક એડિસનની શૈલીએ પત્રોના રૂપમા આપવામા આવ્યા છે મૂલ્ય ૦–૮–૦

(૨) સતી દમયતી — બે આવૃત્તિ સન ૧૯૦૨ અને ૧૯૦૪ પ્રત ૨૦૦૦

આ પુસ્તકને સરકારી તેમજ ગાયકવાડી કેળવણીખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મન્જૂર કરેલું છે એમા નીતિ, શીલ, ધર્મ, વ્યવહાર, પતિ અને પત્નીવ્રત, જીવનની પવિત્રતા વગેરે બાબતો અસરકારક રીતે વાર્તાના રૂપમા આપવામા આવેલી છે વાચકગણની સ્મરણશક્તિ શોધક શક્તિ, ભાષાજ્ઞાન ખીલી શકે એવા પ્રશ્નો પણ આપ્યા છે મૂલ્ય ૦–૮–૦

(૩) કચ્છના સ્થા જૈનોની ડિરેક્ટરી—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૪

કચ્છ પ્રાન્તના દરેક નાના મોટા ગામમા વસતા સ્થાનકવાસી જૈનની સપૂર્ણ ડિરેક્ટરી (વસ્તીપત્રક) સદ્‌ગતે અથાગ મહેનત લઇને વિના–મૂલ્ય પ્રચારાર્થે પ્રસિદ્ધ કરી હતી

(૪) રૂપિદત્તા આખ્યાયિકા—બે આવૃત્તિ સન ૧૯૦૪ અને પ્રત ૨૦૦૦ પતિપત્નીને આરસપરસ વશીકરણ મત્ર શીખવવાની ગરજ આ ટુકી વાર્તા સારે છે મૂલ્ય ૦–૩–૦

(૫) સમ્યકત્વ અથવા ધર્મનો દરવાજો —પ્રથમ આવૃત્તિ, સન ૧૯૦૩, પ્રત ૨૫૦૦ બીજી આવૃત્તિ સન ૧૯૦૫, પ્રત ૩૦૦૦

આ પુસ્તકમા સમ્યકત્વ (સમકીત) અને મિથ્યાત્વનુ સવિસ્તર વર્ણન આપેલુ છે નય–નિક્ષેપ વગેરે અનેક ઉપયોગી બાબતોનો એમા સમાવેશ કરવામા આવેલો છે આ પુસ્તકના વાચનથી દેવ, ગુરૂ, ધર્મનુ સારૂ જ્ઞાન મેળવી શકાય છે મૂલ્ય ૦–૪–૦

(૬) હિતશિક્ષા—પાચ આવૃત્તિ સન ૧૯૦૪થી૧૯૦૫ કુલ૧૨૫૦૦પ્રત

આ પુસ્તકમા ધર્મ નીતિ, સ્વદેશ પ્રેમ વ્યવહાર શુદ્ધિ, સુખી અને ધાર્મિક જીદગી ગુજારવાનો ઉપદેશ આદી ૧૪ જુદા જુદા વિષયો બારણરૂપે આપવામા આવ્યા છે આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મન્જૂર કરેલુ છે મૂલ્ય ૦–૪–૦

(૭) બ્રહ્મવ્રત—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૫, પ્રત ૭૭૦૦ બીજી આવૃત્તિ—

વ્રત એટલે શું, વ્રત આદરવાની શી જરૂર છે વ્રત કેમ આદરવા અને નિભાવવા તેની કુચીઓવાળુ ૧૦૦ પૃષ્ઠનુ ઉપયોગી પુસ્તક મૂલ્ય ૦-૨-૦

(૮) ધર્મતત્વ સગ્રહ—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૬, પ્રત ૨૦૦૦ બીજી આવૃત્તિ સન—

આ પુસ્તકમા ક્ષમા, નિર્લોભતા, સરળતા, નમ્રતા, સયમ, તપ, જ્ઞાન, બ્રહ્મચર્યાદિ વિષયોપર અસરકારક પ્રકરણો છે આત્માનો ઉદ્ધાર કરવાના અનેક રસ્તાઓ સાથે દશ વિધિધર્મનુ વિસ્તારપૂર્વક વિવેચન છે મૂલ્ય૧—૦—૦

(૯) નમીરાજ—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૬, પ્રત ૨૦૦૦ બીજી આવૃત્તિ

ઉત્તમ ગ્રહસ્થ અને પાછળથી શ્રેષ્ટ તત્વજ્ઞાની તરિકેનુ આ રસિક ચિત્ર દરેક માણસે જાણવા જેવુ છે આ પુસ્તકમા દેશપ્રેમ ધર્મ, તત્વ જ્ઞાન, શૌર્ય અને સદાચારને પુષ્ટિ આપનાર વિવિધ રસિક પ્રસગોને નૉવેલના રૂપમા આપવામા આવ્યા છે મૂલ્ય ૦-૧૦-૦

(૧૦) જીવદયાના હિમાયતીઓને અપીલ—બે આવૃત્તિ, સન ૧૯૦૭ કુલ ૧૦,૦૦૦ પ્રત

વિના મૂલ્ય પ્રચારાર્થે પ્રગટ કરવામા આવેલા આ પુસ્તકમા જૈનો તેમજ જૈનેતરો અજાણપણે શરીર, સમાજ, દેશ અને ધર્મને નુકસાન થાય એવી અનેક જાતની હિંસા કરે છે તે અટકાવવાની સમજૂત આપી છે

(૧૧) શ્વે સા પ્રથમ જૈન કૉન્ફરન્સ (મોરબી)નો હેવાલ-સન ૧૯૦૬

(૧૨) શ્રી મહાવીર—સન ૧૯૦૮

(૧૩) શ્વે આ બીજી જૈન કૉન્ફરન્સ(રતલામ)નો હેવાલ-સન ૧૯૦૮

(૧૪) સુદર્શન ભાગ ૧ લો-બે આવૃત્તિ સન ૧૯૦૮ અને ૧૯૧૧ પ્રત ૩૫૦૦

આ નૉવેલમા જૈન સસારની ધાર્મિક અને વ્યવહારિક સ્થિતિનુ આબેહૂબ ચિત્ર આલેખવા સાથે ધર્માદાના નાણા ખાઈ જઇને શ્રીમત બનેલા અગ્રેસરોની શી દશા થાય છે સાધુઓ કેમ ઉધે રસ્તે ચડે છે તેમજ હાલની સ્થિતિ સુધારવાના રસ્તા દેખાડવામા આવ્યા છે મૂલ્ય ૦-૬-૦

(૧૫) સંસારમા સુખ ક્યા છે?—પાચ આવૃત્તિ સન ૧૯૦૯ થી ૧૯૧૧ કુલ ૧૪૪૦૦ પ્રત

સસારના સુખ માટે અનેક પ્રકારના ફાફા મારનાર માણસો માટે સુખ અને દુ ખની સાચી સમજણ અને સુખ મેળવવાના સરળ રસ્તાઓ આ પુસ્તકમા અસરકારક રીતે આપવામા આવ્યા છે મૂલ્ય ૦-૬-૦

(૧૬) ઐતિહાસિક નોધ—બે આવૃત્તિ સન ૧૯૦૯ પ્રત ૪૦૦૦

સદ્ગતે પજાબ વગેરે સ્થળોએ મુસાફરી કરીને ત્યા જૈન સપ્ર

દાયનો આ સુધીનો પટાવલિઓના હશોધનપૂર્વક ઇતિહ
જૈન સપ્રદાયની સસ્થાપનાના ક્યા ક્યા મહાપુરૂષોએ કેવા કેવા ભાગ ભજવ્યા
છે તે તટસ્થ રીતે આ પુસ્તકમા દર્શાવવામા આવ્યુ છે મૂલ્ય ૦-૬-૦
(૧૭) શ્વે સ્થા ચોથી જૈન કૉન્ફરન્સ (જયપુર)નો હેવાલ-સન ૧૯૧૦
(૧૮) શ્વે સ્થા પ્રથમ મુનિ પરિષદ્‌નો હેવાલ સન ૧૯૧૦
(૧૯) જૈનસમાજનુ દિગ્દર્શન અને હવે શુ કરવુ જોઈએ? પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૦ પ્રત ૧૦૦૦૦

વિના મૂલ્ય પ્રચારાર્થે પ્રગટ કરાયલા આ પુસ્તકમા જૈનોમા (અ) ધર્મયુદ્ધ, એમા ઉત્તમ કોણ ક્રિયા પાત્ર કે પરોપકારી? જુના અને નવા બધારણો શુ એ સર્વ આજે જરૂરની ચીજો છે?, જૈન પત્રકારો, લેખકો અને વિચારકોની કૉન્ફરન્સ માટે દરખાસ્ત અને આમત્રણ જૈન ઝઘડાનો વધી પડેલો મામલો સુધારવાનો છેલ્લો રસ્તો, શાસ્ત્રોદ્ધારનુ શાસ્ત્ર અથવા શાસનબાહ્યોની કૉન્ફરન્સ વગેરે વિષયો આપવામા આવ્યા છે

(૨૦) મહાત્મા કબીરના આધ્યાત્મિક પદો ભાગ ૧-૨-બે આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૩૨૫૦ જૈનો તેમજ જૈનેતરોમા અર્થાત્ દરેક ધર્મના અનુયાયીઓમા જેમના હૃદયભેદક પદો ગવાય છે અને વખણાય છે, એવા મહાત્મા કબીરજીનાં આધ્યાત્મિક પદોનો સગ્રહ કરી વિસ્તારપૂર્વક વિવેચન આ પુસ્તકમા આપવામા આવ્યુ છે મૂલ્ય ૦-૮-૦

(૨૧) સદ્‌ગુણ પ્રાપ્તિનો ઉપાય—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૮, પ્રત ૨૦૦૦
દરેક ધર્મના અનુયાયીને ઉપયોગી એવા ગુણાનુરાગ, સદ્‌ભાવના, સત્યવચન, વીર્યસરક્ષણ ઇત્યાદિ વિવિધ વિષયો પર વિવેચન મૂલ્ય ૦-૬-૦

(૨૨) ભક્તામર સ્તોત્ર—પ્રથમ આવૃત્તિ સન ૧૯૦૯ પ્રત ૧૫૦૦
આ સ્તોત્રના મૂળ પાઠ તથા કેટલીક સમજૂત અને વિસ્તૃત વિવેચન સહિત ભાષાતર આ પુસ્તકમા આપવામા આવ્યુ છે તે ઉપરાત આત્મ ગોષ્ટિ બાર ભાવના, ધર્મના રસ્તા દરરોજ ધારવાના નિયમો આદિ વિષયો પણ આપવામા આવ્યા છે મૂલ્ય ૦-૩-૦

(૨૩) કલ્યાણમદિર સ્તોત્ર—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૦ પ્રત ૧૫૦૦
આ પુસ્તકમા આ સ્તોત્રનો મૂળ પાઠ અને અર્થ તેમજ ધ્યાન સબધી કેટલીક સૂચનાઓ આપવા ઉપરાત આત્મગોષ્ટિ બાર ભાવના ધર્મના રસ્તા, બાર નિયમો વગેરે દરરોજ પાઠ કરવા યોગ્ય વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે મૂલ્ય ૦-૩-૦

(૨૪) ધર્મસિંહ બાવની—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦

મર્હુમ મહાત્મા શ્રી ધર્મસિંહજીના ઉપદેશી અને હૃદયભેદક કાવ્યો વિવેચન સહિત આ પુસ્તકમા આપવામા આવ્યા છે ઉપરાત તેમના જીવનની ટુંકી વિવેચનાત્મક સમીક્ષા પણ આપવામા આવી છે મૂલ્ય ૦-૪-૦

(૨૫) જૈન સમાચાર ગદ્યાવલિ ખડ ૧-૨-પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦ (જૈન સમાચાર પત્રમાથી ચૂટી કહાડેલા લેખો)

(૨૬) જૈન સમાચાર ગદ્યાવલિ, ખડ ૩-૪—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦ મૂલ્ય ૦-૮-૦

(૨૭) જૈન સમાચાર ગદ્યાવલિ, ખડ ૫-૬—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦ મૂલ્ય ૦-૮-૦

(૨૮) જૈન સમાચાર ગદ્યાવલિ, ખડ ૭-૮—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦ મૂલ્ય ૦-૮-૦

(૨૯) જૈન સમાચાર ગદ્યાવલિ, ખડ ૯-૧૦—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૩ પ્રત ૧૫૦૦ મૂલ્ય ૦-૮-૦

(૩૦) શ્રાવિકા ધર્મ—પ્રથમ આવૃત્તિ- બીજી આવૃત્તિ સન ૧૯૧૬ પ્રત ૪૦૦૦ ત્રીજી આવૃત્તિ-

આ ન્હાનકડા પુસ્તકમા ધર્મ અને વ્યવહારનુ સાચુ સ્વરૂપ ટુંકા ટુંકા સૂત્રો વડે, સરળ ભાષામા આપેલુ છે દરેક કન્યા, દરેક પત્ની અને દરેક માતાએ અવશ્ય વાચવા યોગ્ય છે મૂલ્ય ૦-૧-૦

(૩૧) આર્યનારી ધર્મ—પ્રથમ આવૃત્તિ પ્રત ૬૦૦૦ બીજી આવૃત્તિ સન ૧૯૨૯ પ્રત ૪૦૦૦ મૂલ્ય ૦-૧-૦

(૩૨) ઉતરાધ્યયન સૂત્ર—સન ૧૯૧૨

(૩૩) દશ વિકાલીક સૂત્ર—સન ૧૯૧૨

(૩૪) દીક્ષા કાને આપી શકાય ?—સન ૧૯૧૩

આ પુસ્તકમા જૈન સૂત્રોના આધારે દીક્ષાની યોગ્યતા સબધમા જુદા જુદા વિદ્વાનો અને મુનીરાજોના અભિપ્રાયો આપવામા આવ્યા છે

(૩૫) તીર્થોના ઝઘડા મટાડવા માટે અપીલ—સન ૧૯૧૭

શ્વેતામ્બર-દિગમ્બર જૈનોમા ચાલતા તીર્થોના ઝઘડાનો અત લાવવા માટે શ્વેતામ્બર-દિગમ્બર આગેવાનોની સહીઓ સાથે જૈન જનતાને કરવામા આવેલી આ અપીલની હજારો પ્રત વિના મૂલ્ય વ્હેચવા માટે પ્રગટ કરવામા આવી હતી

(૩૬) પર્યુષણ પર્વ અથવા પવિત્ર જીવનનો પરિચય—સન ૧૯૧૯ પ્રત ૨૦૦૦ વિના મૂલ્ય પ્રચારાર્થે એક ખોજા ગ્રહસ્થે પ્રગટ કરેલા આ પુસ્તકમા પર્યુષણનો અર્થ અને આશય, શા માટે અમુક માસ અને અમુક તિથિ જ એ તહેવાર માટે નિર્માણ કરી હશે તેના સભવિત કારણો, પવિત્ર જીદગી અને ઉચ્ચ ગતિનો સબધ, પવિત્ર જીદગીના પાયારૂપ તત્ત્વો દાન, શીલ, તપ, ભાવના દાનનુ રહસ્ય, શીલ અથવા બાર વ્રતોનું વ્યવહારૂ સ્વરૂપ અને મર્યાદા, વૈદક શાસ્ત્ર અને સાયન્સના આધારે તપની તપાસ અને વિધિ, અભ્યતર તપની ખૂબીઓ ભાવનાનું સ્વરૂપ, સામાયિક, પ્રતિક્રમણ પોષધ આદિ ક્રિયાઓ સબધી રહસ્યજ્ઞાન ઇત્યાદિ અનોખા પ્રશ્નોની ચર્ચા આપવામા આવી છે

(૩૭) મહાવીર મીશન—સન ૧૯૧૩

(૩૮) મહાવીર કહેતા હવા અથવા વીસમી સદીના હિંદ માટે નૂતન રાષ્ટ્રિય ગીતા—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૧ પ્રત ૭૦૦૦

નવયુગના માનવ માટે અતકરણ ઘડનાર હથોડો અથવા સિંહનાદ કૈવલ્ય અને મુક્તિનો મત્ર, કડકા મારતી-ઉભરાઈ જતી શક્તિ અને જીવનશાસ્ત્રનો શિક્ષક તેમજ રાજકીય અને આધ્યાત્મિક સ્વરાજ્યની ચાવીરૂપ આ પુસ્તક છે મૂલ્ય ૦-૪-૦

(૩૯) અસહકાર (માનસશાસ્ત્રની દૃષ્ટિએ રાજકીય ઘટનાઓની ચિકિત્સા)—પાચ આવૃત્તિ સન ૧૯૨૧ કુલ ૨૨૦૦૦ પ્રત

વિના મૂલ્ય વહેચવા માટે પ્રગટ કરાયલા આ પુસ્તકમા 'અસહકાર'ની અનોખી સમજવટ તન સ્વતત્ર રીતે આપવામા આવી છે મનુષ્ય અને બનાવોના હૃદયને પિછાનવાની વિદ્યા તેમજ રાજદ્વારી કુનેહ અને સ્વતત્રતાની ચાવી અનોખી રીતે દર્શાવેલી છે વિશેષ સમજૂત માટે રમુજી કથાઓ પણ આપવામા આવી છે

(૪૦) Political Gita—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૧ પ્રત ૫૦૦૦

દુનિયાભરના વિચારકો, ચિંતકો, રાજદ્વારીઓ અને ફીલસુફોને વિના મૂલ્યે આપવા માટે પ્રસિદ્ધ કરેલા આ અગ્રેજી પુસ્તકમા માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ રાજકીય ઘટનાઓ પર, દુનિયાની હાલની સ્થિતિપર, અસહકારના ધર્મયુદ્ધ પર અને સભવિત ભવિષ્ય પર પ્રકાશ નાખવામા આવ્યો છે દુનિયાના માત્ર સુશિક્ષિત જનોમા વિના મૂલ્ય પ્રચાર માટે પ્રગટ થએલા આ પુસ્તકની ઉત્તમતા માટે જગતભરમાથી રાજદ્વારીઓ પત્રકારો, ચિંતકો અને ફીલસુફોના અભિપ્રાય મળેલા છે પૃષ્ઠ સખ્યા ૨૧૬

(૪૧) મૃત્યુના મ્હોમા અથવા અમૃતલાલનુ અઠવાડિયુ—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૧ પ્રત ૪૦૦૦

સકટ સિવાય બીજી કોઇ ચીજ મનુષ્યના હૃદયને પલટો આપી શકતી નથી અને હૃદયના પલટા પછી મનુષ્ય માત્ર એક અઠવાડીઆ જેટલા ટૂંક સમયમા કેવા દિવ્ય પરાક્રમ કરી શકે છે તે બતાવનારી અને એક મહાત્મા, એક મીલમાલેક તથા એક સાયન્ટીસ્ટ મુડદાલ હિંદનો પુન રૂદ્ધાર કેવી રીતે કરે છે, તે કહેનારી અદ્ભૂત કથા

મીલોના પોકળ કેમ સુધરે, મહાત્માનો સર્વ પ્રજા જોગ ઢંઢેરો, ડયુક ઓફ કૉનૉટ મહાત્માની મૈત્રી માગે છે, દવા વગરનું નૂતન આરોગ્ય ભવન, શક્તિશાસ્ત્રના અમોઘ સૂત્રો, તમામ ધર્મોને જગાડનાર નૂતન ધર્મ, જ્ઞાતિ અને શિક્ષણના પ્રશ્નોનો ઉકેલ અને દુનિયાનુ ભવિષ્ય વગેરે બાબતો ગાધીયુગની શરૂઆતમા લખાએલી આ કથામા જોશો આ પુસ્તકમા આપેલું દુનિયાનું ભવિષ્ય આજે તદ્દન ખરૂ પડતું જોવામા આવે છે મૂલ્ય ૧–૦–૦ રખાયુ હતું

(૪૨) મસ્ત વિલાસ—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૫ પ્રત ૨૦૦૦

આ પુસ્તકમા મ્હારૂ સ્વપ્ન, ખેડુતનુ ભૂત, ચોવીસ કલાકની મહેતલ, આ ખરૂ કે તે! શાહી ફકીર, ખુદાથી હઠ કરનારો ફકીર, ચૌદ ભૂવનની બાદશાહી માટે તપ, નાનકની નવાઇઓ, બાલ ખેડુત અને બાલયોગી, કષ્ટ સિવાય જ્ઞાન નહીં ભક્ત કન્યા સશક્તની સ્વતત્રતા, રામાયણ તો મ્હારી જીવન કથા છે વગેરે વગેરે જીવનશક્તિઓનુ જ્ઞાન તથા ખીલવટ કરાવવાના આશય પૂર્વક યોજાયલી ૨૫ તત્વજ્ઞાનથી ભરપૂર કથાઓ આપવામા આવી છે આ પુસ્તક જે કોઈને મફત લેવુ ન પરવડે તેવાઓ માટે પુસ્તકનું મૂલ્ય રૂા ૩–૦–૦ રખાયુ હતુ

(૪૩) તમામ હિંદી કોમોને ચેતવણી—સન ૧૯૨૭ પ્રત ૨૦૦૦

હિંદની તમામ કોમોનો હ્રાસ કેમ થઇ રહ્યો છે અને તે કઇ રીતે અટકાવી શકાય તેની ટુકી અને ટચ વાત આ ન્હાની પુસ્તિકામા આપેલી છે

(૪૪) ઉદેપુરનો હત્યાકાડ —પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૭

(૪૫) જૈન દીક્ષા—પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૫ પ્રત ૨૦૦૦

જૈન દીક્ષાના પ્રશ્નનો દરેક મનુષ્ય જાતે જ ઉકેલ કરી શકે એવો પ્રકાશ ફેકવાનો તથા જાહેર પ્રજાને તેમજ જૈન કહેવાતાઓને જૈન ધર્મ તથા સમાજની સ્થિતિનો ખ્યાલ અને જૈન તાલીમનુ રહસ્ય બતાવવાનો અને તે દ્વારા સઘળી કોમોનુ પર તપાસવા અને સુધારવાની કલા શિખવવાનો એક પ્રયત્ન મૂલ્ય ૨–૦–૦

## વા. મો. શાહકૃત પ્રસિદ્ધ થયેલાં હિંદી પુસ્તકો

संसारमें सुख कहांहै ? भाग १, २–સન ૧૯૧૧, પ્રત ૧૫૦૦
नमीराज ( नॉवेल )—
सच्चे सुखकी कुंजियाँ—
सात रत्नों—બીજી આવૃત્તિ, સન ૧૯૦૮ પ્રત ૧૫૦૦
जैनशास्त्रमाळा खंड–१ ला—પ્રથમ આવૃત્તિ સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦
,, खंड–२ रा— ,, ,,
ऐतिहासिक नोंध—
साधु परिषदकी रिपोर्ट—સન ૧૯૧૧ પ્રત ૧૫૦૦
सद्‌गुण प्राप्तिके उपाय—
महात्मा कबीरके उपदेशी पद भाग १ ला—
,, भाग २ रा—
तीर्थोंके जगडे मिटानेके लिए अपील—સન ૧૯૧૭
श्वे स्था जैन कॉन्फरन्स के चतुर्थ सम्मेलनका सम्पूर्ण अहेवाल—
ज्ञान दीपक—

## વા. મો. શાહકૃત અપ્રગટ પુસ્તકો

(૧) મરાઠી અંગ્રેજી વ્યાકરણ
(૨) મ્હારો જેલનો અનુભવ
(૩) નગ્ન સત્ય
(૪) માયાની છાયામાં
(૫) પ્રકૃતિના પાદચિન્હો અથવા અનુભવના ઓડકાર
(૬) મુંઝાઈ પડેલી દુનિયા
(૭) જૈન દીક્ષા ભાગ ૨ જો.
(૮) આર્યધર્મ અથવા વીસમી સદીના આર્ય અને આર્યો ઘડનાર મસ્કોર
(૯) એક
(૧૦) કબીરના આધ્યાત્મિક પદો ખંડ ૩

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૩

## પ્રકરણ ૧ લુ

# ધર્મશાળામા.

હિમાલયના ઉચા શિખર પર એક અનતકાળનો યોગી એકાકી વસતો હતો એનુ વય કોઈથી કળાય તેમ ન હતુ એટલુ કહી શકાય કે, સૂર્ય સમાન તેજસ્વી નેત્રો છતા અને રજ સમાન કાયા છતા તે વસ્તુત ઘણો વૃદ્ધ હતો

તે શા માટે પૃથ્વીની સપાટીથી વધુના વધુ ઉચાઈએ અને અને બરફની જ ભૂમિ પર વસતો હશે, શા માટે છેક જ એકાકી રહેવુ પસદ કરતો હશે સપાટી પરના જનસમાજથી મળતી શક્ય એવી તમામ પ્રકારની સગવડો અને સહાયો વગર અસ્તિત્વ કેમ ટકાવી શકતો હશે, દીર્ઘકાળ સુધી અખડ મૌન અને એકાત સેવનારને થવી જોઈતી ભય અને મુઝારારૂપી અસરોથી કેવી રીતે બચી શકતો હશે, આવા આવા અનેક પ્રશ્નો પહાડની તળેટી પર

અને આસપાસમા રહેતા લોકોને ઉદ્ભવતા અને વાયુના લેશમાત્ર સ્પર્શથી સરોવરમા ઉદ્ભવતી લહેરો જેમ પાણીમા જ પાછી સમાઈ જાય છે તેમ થોડીક ચર્ચા બાદ, દુનિયાવી વિચારોમય બનેલા એમના છીછરા મનમા લય પામતા

એક વખત યોગીને પોતાના પહાડી નિવાસસ્થાનથી નીચે ઉતરી આવવાની અને સપાટી પર વસતા જનસમાજની યાત્રા કરવાની ઇચ્છા થઇ આવી જનસમાજ પૈકી કોઇને જ્યારે કંઇ વિશેષ પ્રાપ્તિ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તેઓ દેવોના ધામરૂપ પહાડની યાત્રા કરે છે અને પહાડી મહાત્માઓ જ્યારે અનેક જન્મોની પ્રાપ્તિઓ (પુણ્યો) ઉડાવી નાખવા—ખર્ચી નાખવા ઇચ્છે છે ત્યારે કાદવરૂપ જનસમાજની યાત્રા કરે છે,—પણ એ યાત્રા કઇકોનો કલ્યાણપ્રસગ બને છે

યાત્રાપ્રસગ માટે યોગીએ જ્ઞાનદેવ એવુ નામ ધારણ કર્યું અને જીવનપુરીની ધર્મશાળાના એક ખડમાં મુકામ કર્યો સ્હામેના ખડમાં એક પહેલવાન જેવા કસાયલા શરીરવાળો અને સૌમ્ય સરળ ચહેરાવાળો, માત્ર એક ધોતીમાં સજ્જ થયેલો પચ્ચીસેક વર્ષની ઉમરનો યુવાન ઉતર્યો હતો એનું નામ હતુ ભાવસિહ

બન્ને યાત્રીઓની સ્થિતિ વચ્ચે આકાશ–જમીન જેટલું અતર હતું * એક જ્યારે ત્રણ લોકની બાદશાહીથી પણ લાપરવા

* Here had nature huddled together two distinctly opposite types of plants generally known as man or Human Beings one was an illustration of the result of a culture ('yoga') based upon a science ('Vedanta') of prehistoric age that no subsequent age has been able to improve upon, while the other was an illustration of a natural man,—'natural' not in the pure sense of the word, but in the sense that he was

યોગી હતો, ત્હારે બીજો એક નિરંકુશ, નિરક્ષર પહેલવાન હતો એક સઘળા જ્ઞાનોને તેમ જ અજ્ઞાનોને પી જઈ હજમ કરી બેઠેલો મસ્તરાજ હતો, ત્હારે બીજો કોઈ પણ શાળા, શિક્ષક, ધર્મપથ કે ધર્મગુરૂના સગથી બેનસીબ રહેલો અનઘડ હતો, છતા બેઉમા કેટલીક બાબતનું સામ્ય પણ હતું દાખલા તરીકે બન્ને શારીરિક આરોગ્ય અસાધારણ પ્રમાણમા ધરાવતા હતા, જો કે તેમ થવાના કારણો બન્નેની બાબતમા ભિન્નભિન્ન હતા જ્ઞાનદેવનું આરોગ્ય અને બલ યોગના સાયન્સને અનુસરીને પોતે પોતાને આપેલી તાલીમ(culture)નુ પરિણામ હતું,

---

not worked upon by any agency of modern learnings which they say are meant for haman 'happiness The highly cultured man could of course instinctively see in the said neighbour, a wild land of great possibilities, a virgin mind best suited for implanting the most powerful seed, and he seized the oppotunity A plot of hard untilled land, an untamed *natural* woman, a head strong healthy pupil, a people that has yet not adopted any form of government—are objects full of great possibilities and it is these that a born ruler or philosopher instinctively seeks, not for any gain but for the pleasure derived from the exercise of his powers, leaving the rest of the world to the greedy scholars, teachers, politicians and statues seated on golden thrones and sacred pulpits, people who necessarily fear and consequently hate and ever conspire to destroy the Giant Growths And it is the action and counter-action of these various *instincts* that keep up the thread of humanity, and is the latent cause of the visible rises and falls of people and ages

જ્યહાર ભાવસિંહનું આરોગ્ય અને બલ, સરેરાસ મનુષ્ય જીવન નિર્વાહને જરૂરના જે સાધનો ધરાવે છે તેવા તમામ પ્રકારનાં સાધનોની ગેરહાજરીને લીધે નિરંતર અનુભવવી પડતી અગવડો અને કષ્ટોનું પરિણામ હતું બન્ને વળી, નિરંકુશ હતા, અર્થાત્ એમનાં દીલ રાજા, રાજપુરૂષો અને રાજ્યના કાનૂનનો ભય એ શું ચીજ છે તે જાણતા નહોતા, તેમજ સમાજપ્રકૃતિ તથા સમાજ-બંધારણની શરમ ત્હેમને સ્પર્શી શકતી નહોતી બીજા શબ્દોમાં કહીએ તો બન્ને નિર્લજ, નિશંક, નિર્ભય હતા

ભાવસિંહ એક કમનસીબ રજપૂત જમીનદારનો પુત્ર હતો ત્હેની ત્રણ વર્ષની ઉમરમા તેણે માતા ગુમાવી હતી અને અગ્યાર વર્ષની ઉમરમા પિતા ગુમાવ્યો હતો જે રાજાની ખાતર જ લડવામાં ભાવસિંહના પિતાએ જીંદગી અર્પી હતી તે જ રાજાના અમલદારોએ બાળક જમીનદારની સઘળી મિલ્કત છીનવી લીધી હતી સાધન અને રક્ષણ વગરનો ભાવસિંહ તે વખતથી જીવન પુરીમા આવી રહ્યો હતો અને મજુરી કે ત્હેના અભાવે ભિક્ષાથી જે કાંઈ મળતું તે ખાઇ ગામમા કે જંગલમાં ભટકતો અને રાત્રે ધમ ગાળામા આવી આરામ કરતો એક જ ટંક ખાવું અને ચાર જ કલાક સૂવું એ એને સ્વાભાવિક થઈ ગયું હતું મજુરી મળતી ત્યહારે પણ દિવસના માત્ર ચાર કલાકથી વિશેષ સમયની મજુરી તે કદાપિ મજુર રાખતો જ નહિ અને મજુરી નહિ મળવાથી ભિક્ષા માટે જતો ત્યહારે પણ ત્હેનો નિયમ હતો કે બે ઘરથી વધુ ભમવું નહિ અને ત્યહા પણ યાચના કરવી નહિ. કોઈ કોઈ વખત બન્ને પ્રયત્ન ખાલી પણ જતા એવે વખતે તે ઉલટો ખુશી થતો, કારણ કે ત્યહારે જ ત્હેને પોતાના બળને અજમાવવાની તક મળતી પણ બળના ઉપયોગથી જે કાંઇ હાથ લાગતું ત્હેમાથી એક ટંકના ભોજન પુરતું જ રાખીને બાકીનું જ્હેને ત્હેને આપી દેતો સમાજે જ્હેને 'હક્ક'ની ચીજ માની છે તેની મિલ્કત તે

એક વખત ધરાવતો હતો અને સમાજે જ તે છીનવી લીધી હતી, ત્યારથી સમાજ, સમાજની 'હક્ક'ની વ્યાખ્યા અને મિલ્કતની દગાખોર ચચળતા—એ સર્વ ત્હેના હૃદયમા કોતરાઈ ગયુ હતું, એટલે સુધી કે એ સર્વને તે તુચ્છ' કહેતો અને તેઓ સબધી વિચાર સરખોય કરતો તે એને મન ' તુચ્છ' ને મહત્વ આપવા સરખુ લાગતુ

આજે તે મજુરી મેળવવામા નિષ્ફળ ગયો હતો ભિક્ષા માટે બે ઘેર જઇ આવ્યો હતો જ્હાંથી માત્ર દાળ અને હાડી સિવાય બીજુ કાઇ મળ્યુ ન હતું આ પ્રાપ્તિ ત્હેનો અર્થ સારે તેમ ન હતી એટલુ જ નહિ પણ ત્હેનો છેલ્લો ઈલાજ લેવાની સ્વતત્રતાને પણ બાધક હતી, કારણ કે જ્હાંસુધી ભિક્ષામા કાઇ પણ મળે ત્હા સુધી ત્હેનાથી બળનો ઉપયોગ ન થાય એવો એનો નિયમ હતો તેથી દાળ અને હાડી લઇ ધર્મશાળામા આવ્યો અને તે ચીજોને પોતાના હમેશના સુવાના ખડમા મૂકતા બબડ્યો "આમ છે દુનિયાના દાતાઓના ઢગ ! સૌને વધુ ને વધુ લૂટવુ છે અને જે કાઇ હાથ લાગ્યુ તે સર્વને **પરણી** બેસવુ છે, આપવુ કોઇને પાલવતું નથી પછી ભલે અકરાંતીઆપણાથી ખરીદેલી બીમારીના નિમિત્તે વૈદ્ય ડૉક્ટરો લૂટે, સત્તા કે કાયદાના બળથી રાજપુરુષો લૂટે કે આસમાનમા પરી અને પૈસો કે બીલકુલ દુખ વગરની સ્થિતિ મેળવી આપવાનું માથે લેનાર ધર્મગુરુઓ લૂટે જેઓ મ્હારા ઠોસા સ્હામે તો કલદારની થેલી પર થેલી રજૂ કરે છે તેઓ પાસે પણ જ્હારે હુ ભિક્ષા માટે મુગો મુગો ઉભો રહુ છુ ત્હારે તો આપે છે માટીની હાડી અને દાળ ! ગરીબ બિચારા ' દયાળુ ' જીવડા !" અને તે ખડખડ હસ્યો

બરાબર એ જ વખતે જ્ઞાનદેવ ગામમા ચક્કર મારી પાછો ફર્યો અને પોતાના ખડ તરફ જતાજતા જ ભાવસિહના ઉદ્ગાર ત્હેના કાને પડયા ત્હેનું મુખ જરા મલકાયુ અને તેણે ભાવસિંહ

તરફ ભાવપૂર્ણ દૃષ્ટિ ફેંકી. પછી પોતાની પાસેના કાષ્ટ અને ચાવલ કોટડીના ઉમરા આગળ મૂકી પોતે કોટડીમાં જઈ સૂતો.

ભાવસિંહ જ્ઞાનદેવને જોતા જ પહેલી દૃષ્ટિએ આકર્ષાયો હતો એની આંખોમાંના અજબ નૂર અને ચ્હેરા પરની અજબ પ્રૌઢતાએ ત્હેના હૃદય ઉપર ઊંડી અસર કરી હતી ચાવલ અને કાષ્ટ ઉમરા પાસે મૂકતી વખતે તેણે કરેલા સ્મિતે તો ત્હેનું હૃદય ધડકાવ્યું હતું કોઈ પણ નિમિત્તથી તે ત્હેને મળવા અને વાતચીતમા જોડાવા ઉત્સુક બન્યો હતો અને ઉત્સુકતાએ માર્ગ પણ સુઝાડયો

પોતાની પાસેની હાડી અને દાળ લઈને જ્ઞાનદેવની કોટડીમા ગયો અને સીધો ત્હેની સમીપ જઈ બોલ્યો ' મહારાજ ! આ દેશમા આપ પહેલપ્રથમ જ આવ્યા જણાઓ છો મુસાફરીથી થાકેલા પણ જણાઓ છો અને ભોજન સામગ્રીમા શુ પ્રાપ્ત થયું છે તે તો મહારથી હું જોઈ ચૂકયો છુ આ દેશ જ નુગરો છે, મહારાજ ! અહીં કોઈ કોઈની દરકાર કરવાને નવરૂં નથી. અને "

" પણ હું જોઈ શકુ છુ કે તું તો મ્હારી દરકાર અવશ્ય કરે છે ત્હારો ચ્હેરો, ત્હારા શબ્દો અને ત્હારા હાથમાના પદાર્થો ત્હારા ભાવ પ્રગટ કરે છે, તો પણ તું કહેવા જ માગે છે તો કહી લે એક વખત." જ્ઞાનદેવ બોલ્યો

' મ્હારૂં કહેવાનું ટુંકુ અને ટચ છે વિવેક અને આંટીઘુંટી હું શિખ્યો નથી મ્હેં જોયું કે આપની પાસેના પદાર્થો મ્હારી પાસેના પદાર્થો વગર કામ લાગે તેવા નથી અને મ્હારી પાસેના પદાર્થો–તે જેમ છે તેમ–મ્હને પણ કામ લાગે તેવા નથી. બન્નેને ભેગા કરવામાં આવે તો કોઈ પણ એકની ગરજ સારે તેવાં અને તેટલા છે ભૂખ્યા–તો આપણે બન્ને છીએ પરન્તુ આપ વૃદ્ધ છો અને મુસાફરીથી થાકેલા પણ છો આપને ત્હેની જરૂર મ્હારા કરતાં વિશેષ છે હું યુવાન છુ અને જરૂરિયાત પ્રાપ્ત કરવાનું મ્હારૂં છેલ્લામાં છેલ્લુ સાધન વાપરૂં તો એક દિવસથી વધુ ભૂખ્યો

મરો ભોગવવો પડે તેમ નથી અને એક દિવસનો ભૂખમરો તો મ્હારે મન રમત છે એ જ મ્હારૂં કહેવાનુ અને કથવાનું હવે આપ હા કહો તો હું આ હાંડીમા જળ લઇ આવુ, આપ પેલાં કાષ્ટ સળગાવવા લાગો, અને પછી આ દાળ અને પેલા ચાવલવડે ખીચડી બનાવી ભૂખ ભાગી જેમ બને તેમ જલદી આ ભૂખડુ દેશને રામરામ કરો !" ભાવસિંહે ઉત્તર આપ્યો

"એટલી જલદીની કાંઇ જરૂર નથી !" જ્ઞાનદેવે હસીને કહ્યુ "દેશ ભલે ભૂખડુ રહ્યો પણ જ્ય્હા ત્હાગ જેવી એક પણ વ્યક્તિ વસે છે કે જે પોતે ભૂખ સહીને પોતાના સર્વસ્વ વડે બીજાની ભૂખ ભાગવાની આટલી કાળજી કરી શકે છે અને તે છતા પોતે 'ઉપકાર' કરે છે એવો જેને ખ્યાલ વટીક થવા પામતો નથી, ત્હાથી એટલા જલદી નાશી છૂટવાનું કાંઈ પ્રયોજન ન હોય શકે વારૂ, હમણા તો ત્હારૂં આતિથ્ય ખુશાલીથી અને વાદ-વિવાદમાં ઉતર્યા વગર જ સ્વીકારૂ છુ"

"ત્હારે હું જળ ભરી આવુ છુ"

"અને હું અગ્નિ પ્રકટાવુ છુ"

* * * * *

જળ ભરી હાંડી જ્ઞાનદેવ પાસે રજુ કરી જેવો ભાવસિંહ પોતાની કોટડી તરફ જવાની તૈયારી કરતો હતો તેવો જ જ્ઞાન-દેવે ત્હેને પ્રશ્ન કર્યો 'કાંઈ બહુ તાકીદ કરવા જેવુ છે કે શુ? નહિ તો ભેગાભેગી ખીચડી ઓરવાનું અને તે તૈયાર થાય ત્હાં સુધી ખબર રાખવાનુ કામ પણ તું જ કરે એમ હું ઇચ્છુ છુ કે જેથી હું ઘડીભર પડ્યોપડ્યો આરામ લઈ શકુ"

"ઘણી જ ખુશીથી, મહારાજ !—જો ત્હમને બીજા સાધુઓની માફક અભડાવા કે વટલાઇ જવાનો ભય ન હોય તો !"

જ્ઞાનદેવે જવાબમાં માત્ર હાસ્ય કર્યું અને ભાવસિંહ રસો-ઇમા લાગી ગયો

વાતચીતનો પ્રસંગ તો ભાવસિંહ શોધતો જ હતો પણ જ્ઞાનદેવનો પ્રતાપ એવો હતો કે એને કાંઇ પ્રશ્ન કરવાની ત્હેની હિંમત ચાલતી નહોતી યોગી તે મુંઝવણ પામી ગયો હતો તેથી તેણે જ ત્હેને માર્ગ કરી આપવા ધાર્યું

"ત્હારૂં નામ, યુવાન ?"

"લોકો મને ભાવો કહીને બોલાવે છે, જો કે મ્હારૂં નામ તો ભાવસિંહ છે"

"ઓહો, ત્હારે તો તું રાજબીજ જણાય છે!"

જણાય છે નહિ, પણ છુ જ પરીક્ષા કરવી હોય તો હુકમ કરો અને પછી જુઓ કે જેનાથી આખુ ગામ કમ્પે છે તે ફોજદારને બકરી બનાવી આપની પાસે રજુ કરૂં છુ કે નહિ!"

'ત્હારો ચ્હેરો ત્હારી વાતની સાક્ષી પૂરે છે પણ ત્હારે, ભાવસિંહજી, ભિક્ષા અને ધર્મશાળા નિવાસનો કાંઇ અર્થ ?"

ભાવસિંહે પોતાનો ઇતિહાસ બહુ જ થોડા શબ્દોમા કહી સંભળાવ્યો અને પછી ઉમેર્યું "રાજબીજ છુ તેથી જ તો, જ્યાં સુધી મારા ઉપર છેડતી કરવામા ન આવે ત્હાં સુધી કોઇના ઉપર હાથ ઉગામવાની ઇચ્છા વટીક મ્હને થતી નથી. તનદુરસ્ત માણસોની જરૂરીઆતો એટલી થોડી હોય છે કે ત્હેની ખાતર નિર્બળો સાથે તોફાનટટામાં ઉતરવુ એ મ્હને 'તુચ્છ' લાગે છે અને રાજ્યની કે કોઇ શ્રીમતની નોકરી કરવી મ્હને પાલવે તેમ નથી, કારણ કે સત્તા અને ધનના મદથી જેમની ગીતભાત મ્હોંઢે ચઢાવેલા બાળક જેવી બની ગઈ છે તેવાના વળી ગુલામ બનવુ એ તો મ્હને છેક જ અસહ્ય લાગે છે બળવાન 'પ્રકૃતિથી જ સાચો અને સીધો હોય અને તે તો સર્પગતિવાળાને સ્વપ્નેય પાલવે નહિ વળી પાણી પર ધૂળ નાખતા મ્હને કોઇએ શિખવ્યું નથી તેથી મજુરી અને ભીખ સિવાય બીજો કોઈ રસ્તો ખુલ્લો છે જ ક્યાં ? હું જે મજુરી સ્વીકારૂં છુ તે પણ મ્હારી પોતાની શરતો મુજબની હોય તે જ સ્વીકારૂં છુ અને ભીખનો આશ્રય લેવો પડે છે તો

તે પણ મ્હારી પોતાની રીતે જ અને દીન યાચનાનો શબ્દ ઉચ્ચાર્યા વગર જે ભીખ મળી શકે તે જ લેવાની ટેકથી "

"ધારૂં છુ કે એક માર્ગ ત્હારા લક્ષ બહાર રહી જવા પામ્યો છે "

' બતાવો ત્ય્હારે "

"બતાવુ બતાવુ હું કાઇ નહિ હું તો માત્ર એમ જણાવવા માગતો હતો કે ઉદર નિર્વાહના જે જે રસ્તા ત્હે હમણા ગણી બતાવ્યા તે ઉપરાત પણ બીજા રસ્તા દુનિયામા હયાતી ધરાવે છે દાખલા તરીકે ધર્મગુરૂનો ધંધો જેમાં મુડીની, રાજની પરવાનગીની કે લાગવગની કે કશાની જરૂર પડતી નથી ભણતર પણ કાંઈ એ ધધાના અધિકાર માટે અનિવાર્ય ગણાતુ નથી મતલબ કે વધુમા વધુ મ્હેલાઇથી દાખલ થઇ શકાય એવો એ માર્ગ છે, અને ત્હેમા દાખલ થનારને માત્ર ખાનપાન જ નહિ પણ માનપાન પણ—પચાવી શકાય નહિ એટલા પ્રમાણમા—મળે છે એ પણ ઠકુરાઈ છે"

જોતજોતામા ભાવસિંહની આખો લાલચોળ બની પોતાને અપમાન પહોચાડનાર કોઈ વ્યક્તિનું બલ પામવાનો પ્રયત્ન કરતો હોય તેમ તેણે યોગીને નખથી શિખ સુધી બરાબર નિહાળી લીધો એણે જોઇ લીધુ કે એ નજરની કાઇ અસર વૃદ્ધના ચ્હેરા ઉપર થવા પામી નહોતી

જ્ઞાનદેવે કસોટીનુ પરિણામ આગળથી ધાર્યું હતું ભાવસિંહ કઇ ધાતુનું પૂતળુ હતું તે નક્કી કરવામા પોતે ખોટો નથી પડયો એમ જોઇ ત્હેને સંતોષ થયો. એ ભાવ છુપાવી વેણે એક નવો ખેલ યોજ્યો. બાજુમા જ પડેલા પોતાના લાંબા ઝભ્ભાના ખીસ્સામાં હાથ નાખી એક રીવોલ્વર બહાર કાઢી અને ભાવસિંહના હાથમાં મૂકી બોલ્યો "હું બરાબર જાણું છુ કે રાજવીઓ અને આમવર્ગના માન—અપમાન માનવાના રસ્તા ભિન્ન હોય છે ત્હને જો મ્હારા

શબ્દથી કોઇ રીતે અપમાન જ લાગ્યુ હોય તો હું વૃદ્ધ છુ કે અતિથિ છુ એ ખ્યાલથી બદલો વાળવાના ત્હારા સ્વભાવને રોક્તો, ના પાતાળથી ઉડતું પાણી અને પ્રકૃતિથી ઉદ્‌ભવતી ક્રિયા એ બે એવી ચીજો છે કે જેને એક વાર દાબી દીધી તો પછી પ્રવાહ જ ગુમ થાય છે લે આ રીવોલ્વર, મ્હારાં બે નેત્રોના મધ્યને બનાવ લક્ષ્ય અને મ્હને ખાત્રી કરાવ કે ક્ષાત્રપ્રકૃતિ છેક જ નિર્વંશ ગઇ નથી."

ભાવસિંહ સ્તબ્ધ થઇ ગયો. હેની નજર યોગીની નજરમાં લય પામી રીવોલ્વર એના જડવત્ બનેલા હાથમાંથી જમીનપર પડી ગઇ થોડી પળમાં સાવધાન થઇ તે બોલ્યો 'મહારાજ ! આપ કોઈ અનોખા પુરૂષ જણાઓ છો જ્હેની જોડી આજસુધી મ્હારા જોવા-જાણવામા આવી નથી મ્હારા હૃદયના ભાવો હું પોતે જાણવા પામું તે પહેલાં આપ એટલી સફાઇથી જાણી શકો છો અને મ્હારી વૃત્તિઓને એટલી ઝડપથી પીગળાવી શકો છો કે આપની સ્હામે હું છેક જ લાચાર બની જાઉં છું રીવોલ્વર તો શુ પણ વિરોધની દૃષ્ટિ પણ આપના ઉપર ફેંકવાની મ્હારી તાકાત નથી, જો કે હું કબૂલ કરીશ કે લોકોના લોહી માંસ ચૂસતી બગાઇઓરૂપ ધર્મગુરૂ બનવાની ગર્ભિત સૂચના આપના મુખેથી નીકળી તે વખતે મ્હને મ્હોટામા મ્હોટું 'અપમાન' લાગ્યું હતું અને તેનો હિસાબ ચૂકવવાની પણ મ્હને વૃત્તિ થઇ હતી"

"ત્હારી મરજી, ત્યારે" જ્ઞાનદેવ જમીનપરથી રીવોલ્વર ઉપાડીને ભાવસિંહ તરફ હાથ લબાવતા બોલ્યો "એ ત્હારી ખામોશ શૌર્યનું જ પરિણામ હતુ, નહિ કે મ્હારી કોઈ અલૌકિક શક્તિનું અને તેથી જ આ રીવોલ્વર ત્હને ભેટ કરૂં છુ, કારણકે ભયંકર હથિયારનો અધિકાર માત્ર ત્હેને જ હોઇ શકે કે જે પોતાની શક્તિ ઉપર પણ કાબુ ધરાવતો હોય. મ્હને તે ચીજનો કાંઈ જ ઉપયોગ નથી હું હિમાલયનો શહેનશાહ છુ, પણ મ્હારી રાજ

વ્યવસ્થાને હથિયારની તો શુ પણ સિક્કાની કે મિલ્કતની પણ જરૂર પડતી નથી આ રીવોલ્વર તો પહાડથી નીચે ઉતરી આવતા તલેટી પર નિર્દોષ પશુઓ ઉપર ગોળી તાકતા એક હિચકારા પાસેથી પડાવી લેવાથી મ્હારા હસ્તક આવવા પામી હતી સંભવ છે કે એ અકસ્માત ત્હારા માટે જ બન્યો હોય !"

કાંઈ પણ આનાકાની કે વિવેકના ઉપચાર વગર ભાવસિંહે તે હથિયાર સ્વીકાર્યું અને પછી બોલ્યો "આપની વાતો મ્હને વધુ ને વધુ આશ્ચર્યમા ગરકાવ કરે છે આપે કહ્યું – અને આપનો ચહેરો સાક્ષી પુરે છે કે અસત્ય આપના સ્વપ્નમા પણ ન આવી શકે આપ એક પ્રદેશના શહેનશાહ છો, તો પછી માત્ર એક લંગોટ અને એક ડગલાભર જ મુસાફરી કરવાનું પ્રયોજન શુ? ધર્મશાળામાં જ ઉતરવાનું કારણ શુ? શહેનશાહ થઈને ચાવલ માટે ભિક્ષાચારી કરવી કેમ પાલવી? આપના રાજ્યમા હથિયાર, સિક્કા અને મિલ્કતની મુદ્દલ જરૂરજ નથી પડતી–કે જેમ પૃથ્વી પરના કોઇ દેશમા થતું સાભળ્યુ નથી – તો ત્હાની પ્રજાની આજીવિકા અને રક્ષા કેવી રીતે થતી હશે? એક શહેનશાહને આટલે દૂર એકના અને પગપાળા આવવાની શુ જરૂર પડી હશે? મહારાજ! ત્હમે તો એક એક એવી વાત કરો છો કે જેમાથી હજાર પ્રશ્નો ઉભા થઈ જાય છે!"

"હજાર નહિ ને લાખ પ્રશ્નો થવા જોઈએ છે, ભાવસિંહ!" જ્ઞાનદેવે ઉત્તર આપ્યો અને લાખ પ્રશ્નોનો ઉત્તર એકી સાથે જ આપવાનું બની શકે તેમ છે પરતુ પ્રથમ તું મ્હારા રહી ગયેલા પ્રશ્નનો ઉત્તર આપ એટલે ત્હારૂં લ્હેણું પણ તું વસુન કરી શકશે!"

"પૂછો, મહારાજ!"

"ધર્મગુરૂ તરીકેના ધધાનુ નામ માત્ર સ્વચવતાની સાથે ત્હને સહજાસહજ ત્રાસ થઇ આવ્યો તે પરથી અનુમાન થઈ શકે છે

કે એ દિશામાંથી ત્હને એકથી વધુ કડવા અનુભવ થઇ ચૂક્યા હોવા જોઇએ " જ્ઞાનદેવે કહ્યું

" હું કહી ચૂક્યો છુ મહરાજ, કે મ્હને ઉદરપોષણને અંગે ચાર કલાકથી વધુ વખત ફાજલ પાડવો પાલવતો નથી અને નિદ્રા માટે પણ એટલો જ એટલે કે ૨૪ કલાકના દિવસમાંથી લગભગ ૧૬ કલાક મ્હને 'કોગ'– નવરાશના જોઈએ છે જેને આટલો બધો વખત ફાજલ પડતો હોય ત્હેને અવલોકનની તકો શુ ઓછી મળે ? અલબત હુ કાંઈ જ ભણ્યો નથી પણ સમાજમાં અને વેરાનમાં, બગીચાઓમા અને નદી કિનાર તેમજ પહાડો ઉપર પુષ્કળ ભટક્યો છુ, અને ભટકનારને આખો છે ત્યા સુધી જોયા વિના પણ ચાલતું નથી જ જોવામાથી અવલોકન કરવાની પણ ટેવ આપોઆપ પડી ગઈ એ ટેવ મ્હને શ્રીમતો અને ગરીબો, રાજદરબારીઓ અને સાધુઓ સર્વના સહવાસમા આવી એમનું અવલોકન કરવાને હમેશ ધકેલતી રહી છે જો કોઈ એક જાતિનું અવલોકન કરવાની મ્હને પુરતી તક ન મળી હોય તો તે માત્ર સ્ત્રી જાતિ જ છે જે જે વર્ગનુ હું અવલોકન કરવા પામ્યો છુ તે સર્વમા વધુમા વધુ તુચ્છતા, વક્રતા, જડતા દભ અને હિચ્કારાપણુ મ્હે ધર્મગુરૂના નામથી ઓળખાતા વર્ગમાં જોયું આપે મ્હને અનુભવને આધારે કથન કરવા કહ્યું, પણ આખા વર્ગની ખાસીયતનો તેમજ છૂટી છૂટી વ્યક્તિઓના ખાસ પરાક્રમોનો જે જે અનુભવ મ્હને મળ્યો છે તે સર્વ કહી બતાવતાં તો મ્હને મહીનાઓ જોઇએ. હમણાં તો એટલું કહી બતાવીશ કે, કલ્પિત મુદ્દા ઉભા કરી બે મ્હોટા સમુદાયો વચ્ચે લડાઇટંટા અને ખુના-મરકી જગાડવાના ત્હેમના પરાક્રમ મ્હે ઘણા જોયા છે નાણું રાખવાની જે પ્રથમા છૂટ છે ત્યહા ખુલી રીતે અને જ્યહા મના છે ત્યહા છૂપી અને પેગીલી રીતે ધર્મઘેલા લોકોમાંથી પૈસો લૂટતા અને તે પૈસા વડે અનેક છૂપા કુકર્મો કરતા સખ્યાબંધ ધર્મગુરૂ

ઓને મ્હે પકડયા છે વાહવાહ અને માનપાનના અસાધારણુ મોહમા ફસાઇ તેઓ પૈકીના કોઈએ હરીફ઼િ પર વિષપ્રયોગ કર્યા છે તો કોઈએ પોતા ઉપર 'મુક્તિ' નામની બનાવટી ચીજનુ ચેટક લગાડી કેટલીએ ભોળી કુમારિકાઓ, વધુઓ અને વિધવાઓની સાથે ગુપ્ત પરિચય વધારી દઇ અંતે એમના જીવનને રસાતલ કર્યાના સેકડો દાખલા મ્હે જેયા-સાભળ્યા છે મૂર્ખ કે નીચ શ્રીમંતોને સમાજમા ખોટુ મહત્વ મળે એવી રીતે એમની તારીફ ભાટચારણુની માફક અને દર જાહેર પ્રસગે તેઓ કરતા રહ્યા છે, એટલા ખાતર કે તે શ્રીમંતો પાછા તે ગુરૂઓના ભાટ બને અને એ પ્રમાણે બન્નેને જુદે જુદે રસ્તે ગાડર સમૂહમા શિકાર ખેલવાની સુગમતા થાય જૂઠ તો એ વર્ગમા રગેરગે ભર્યું પડયું છે પણુ આ બધુ ઘડીભર જતુય કરી શકુ, પરન્તુ તેઓ જે ખોટા ઉપદેશો ફેલાવવાનો નિરતર ધંધો લઈ બેઠા છે અને તે વડે સમાજને સડાવવા અને નિર્માલ્ય બનાવવા રૂપ પરિણામ જાણુતાં કે અજાણુતા પણુ નિન્તર ઉપજાવી રહ્યા છે તે જેતાં તો, એ વર્ગમા કોઇ રડયોખડયો નિર્દોષ સાધુ હોય ત્હેના તરફ પણુ દોસ્તીનો હાથ લબાવતા મ્હને કપ થાય છે "

"ખોટા ઉપદેશથી એમને કાઈ લાભ ?" જ્ઞાનદેવે કસોટીનો પથ્થર ફેકયો

"માણુસનુ દરક કાર્ય લાભના હિસાબ પર જ થાય છે એવો કાઇ 'નિયમ' જણુાતો નથી, મહારાજ!" ભાવસિંહે ઉત્તર વાળ્યો "આપે હમણુા મ્હને કિમતી ભેટ આપી એ ક્યા લાભના ખ્યાલથી ? સૂર્ય ગરમી અને પ્રકાશ આપે છે અને વાદળ પાણી આપે છે તે શુ મેળવવા માટે ? હુ જ્હ્યા સુધી અવલોકન કરી શકયો છુ ત્હ્યા સુધી તો બધો ખેલ મનુષ્યના બધારણુનો છે જે શરીર બધારણમા જેવી શક્તિ તેવું જ કામ ત્હેને સૂઝે છે અમુક કરવુ 'રૂડુ' છે કે 'લાભદાયક' છે માટે તે કરવુ

કે એ દિશામાથી ત્હને એકથી વધુ કડવા અનુભવ થઇ ચૂક્યા હોવા જોઇએ " જ્ઞાનદેવે કહ્યું

" હું કહી ચૂક્યો છુ મહરાજ, કે મ્હને ઉદરપોષણને અંગે ચાર કલાકથી વધુ વખત ફાજલ પાડવો પાલવતો નથી અને નિદ્રા માટે પણ એટલો જ એટલે કે ૨૪ કલાકના દિવસમાંથી લગભગ ૧૬ કલાક મ્હને 'આગ'– નવરાશના જોઈએ છે જેને આટલો બધો વખત ફાજલ પડતો હોય ત્હેને અવલોકનની તકો શુ ઓછી મળે ? અલબત હું કાંઈ જ ભણ્યો નથી પણ સમાજમાં અને વેરાનમાં, બગીચાઓમાં અને નદી કિનારે તેમજ પહાડો ઉપર પુષ્કળ ભટકયો છુ, અને ભટકનારને આખો છે ત્યાં સુધી જોયા વિના પણ ચાલતું નથી જ જોવામાથી અવલોકન કરવાની પણ ટેવ આપોઆપ પડી ગઈ એ ટેવ મ્હને શ્રીમંતો અને ગરીબો, રાજદરબારીઓ અને સાધુઓ સર્વના મહવાસમા આવી એમનું અવલોકન કરવાને હમેશ ધકકેલતી રહી છે જો કોઈ એક જાતિનું અવલોકન કરવાની મ્હને પુરતી તક ન મળી હોય તો તે માત્ર સ્ત્રી જાતિ જ છે જે જે વર્ગનું હું અવલોકન કરવા પામ્યો છુ તે સર્વમા વધુમાં વધુ તુચ્છતા વક્રતા, જડતા, દભ અને દ્વિચકારાપણું મ્હે ધર્મગુરૂના નામથી ઓળખાતા વર્ગમા જોયુ આપે મ્હને અનુભવને આધારે કથન કરવા કહ્યું, પણ આખા વર્ગની આસીયતનો તેમજ છૂટી છૂટી વ્યક્તિઓના ખાસ પરાક્રમોનો જે જે અનુભવ મ્હને મળ્યો છે તે સર્વ કહી બતાવતા તો મ્હને મહીનાઓ જોઇએ હમણાં તો એટલુ કહી પતાવીશ કે કલ્પિત મુદ્દા ઉભા કરી બે મ્હોટા સમુદાયો વચ્ચે લડાઇટટા અને ખુનામરકી જગાડવાના ત્હેમના પરાક્રમ મ્હે ઘણાં જોયાં છે નાણું રાખવાની જે પથમા છૂટ છે ત્હા ખુલ્લી રીતે અને જ્હા મના છે ત્હા છૂપી અને પેચીલી રીતે ધર્મઘેલા લોકોમાથી પૈસો લૂટતા અને તે પૈસા વડે અનેક છૂપા કુકર્મો કરતા સખ્યાબધ ધર્મગુરૂ

ઓને મ્હે પકડયા છે વાહવાહ અને માનપાનના અસાધારણ મોહમા ફસાઇ તેઓ પૈકીના કોઈએ હરીફો પર વિષપ્રયોગ કર્યા છે તો કોઈએ પોતા ઉપર 'મુક્તિ' નામની બનાવટી ચીજનુ ચેટક લગાડી કેટલીએ ભોળી કુમારિકાઓ, વધુઓ અને વિધવાઓની સાથે ગુપ્ત પરિચય વધારી દઇ અતે એમના જીવનને રદબાતલ કર્યાના સેકડો દાખલા મ્હે જોયા–સાભળ્યા છે મૂર્ખ કે નીચ શ્રીમતોને સમાજમા ખોટુ મહત્વ મળે એવી રીતે એમની તારીફ ભાટચારણની માફક અને દર જાહેર પ્રસંગે તેઓ કરતા રહ્યા છે, એટલા ખાતર કે તે શ્રીમતો પાછા તે ગુરૂઓના ભાટ બને અને એ પ્રમાણે બન્નેને જુદે જુદે રસ્તે ગાડર સમૂહમા શિકાર ખેલવાની સુગમતા થાય જૂઠ તો એ વર્ગમા રગેરગે ભર્યું પડયુ છે પણ આ બધુ ઘડીભર જવુય કરી શકુ, પરન્તુ તેઓ જે ખોટા ઉપદેશો ફેલાવવાનો નિરતર ધધો લઈ બેઠા છે અને તે વડે સમાજને સડાવવા અને નિર્માલ્ય બનાવવા રૂપ પરિણામ જાણતા કે અજાણતા પણ નિરતર ઉપજાવી રહ્યા છે તે જોતાં તો, એ વર્ગમા કોઇ રડયોખડયો નિર્દોષ માધુ હોય ત્હેના તરફ પણ દોસ્તીનો હાથ લબાવતા મ્હને કંપ થાય છે "

"ખોટા ઉપદેશથી એમને કાઈ લાભ ?" જ્ઞાનદેવે કસોટી નો પથ્થર ફેંક્યો

"માણસનુ દરેક કાર્ય લાભના હિસાબ પર જ થાય છે એવો કાઇ 'નિયમ' જણાતો નથી, મહારાજ!" ભાવસિંહે ઉત્તર વાળ્યો "આપે હમણા મ્હને કિમતી ભેટ આપી એ ક્યા લાભના ખ્યાલથી ? સૂર્ય ગરમી અને પ્રકાશ આપે છે અને વાદળ પાણી આપે છે તે શુ મેળવવા માટે ? હું જ્યહા સુધી અવલોકન કરી શક્યો છુ ત્યહા સુધી તો બધો ખેલ મનુષ્યના **બધારણનો** છે **જે શરીર બધારણમા જેવી શક્તિ તેવું જ કામ ત્હેને** સૂઝે છે અમુક કરવુ 'રૂડુ' છે કે 'લાભદાયક' છે માટે તે કરવુ

અને અમુક 'બુરૂ' છે કે 'નુકસાનદાયક' છે માટે તે ન કરવુ એવી જાતના બુદ્ધિના સુત્રોને આધારે કોઇ માણસ કાર્ય કરતો નથી કાર્ય તો મનુષ્યના બંધારણમાં રહેલા મૂળ ગુણ કે શક્તિમાંથી પ્રગટે છે અને પછી—કાર્ય થઇ ગયા પછી—તે કાર્યથી જ્હેને જેવી અસર થવા પામી હોય તે અનુસાર 'રૂડું' કે 'બુરૂં', 'લાભદાયક' કે 'નુકસાનકારી' એવી છાપ તે કાર્ય પર મારવામાં આવે છે એટલું મ્હેં બરાબર નોંધી રાખ્યું છે કે, કાયર અને અશક્ત મનુષ્યોને 'સુખ', નિર્જોખમીપણું અને અકસ્માતથી મન્તર બચવાપણું પ્રકૃતિથી જ ગમે છે અને તેથી દુખ વગરની અને નિરન્તર સુખ સુખ અને સુખ જ મળ્યા કરતું હોય એવી સ્થિતિની કલ્પના ત્હેમને ઝટ ગળે ઉતરે છે એ જોઇ, એ નબળા જ વર્ગના પણ કોઇક બુદ્ધિશાળી મનુષ્યોએ લોકવર્ગને શિખવવા માંડયુ કે માર ખાવો પણ કોઇના ઉપર હાથ ઉપાડવો નહિ, 'ક્ષમા' રાખવી સ્ત્રી અને પૈસો એ પાપના પોટલા છે માટે ત્હેમનાથી દૂર રહેવુ, અને એવા 'પવિત્ર' 'સોગન' લઇ આ દુખરૂપ સંસારમાં ફરી જન્મવુ ન પડે એવુ 'ભાથુ' બાંધવુ મૂળે જ જે માણસને પ્રત્યાઘાતના ભયથી હાથ ઉગામવો જ પોસાતો નથી કે પોતાના ક્રોધના પડઘા તરીકે થતી ક્રિયા જેનાથી ખમી શકાય તેમ નથી, તેવા લોકોને આવી વાતો ઝટ ગળે ઉતરે છે, પરિણામે શિક્ષણ આપનાર 'મહાજ્ઞાની' મનાય છે અને પૂજાય છે અને એને વગર જોખમે શિકાર ખેલવાની સગવડ થાય છે એથી ઉલટુ જેની પ્રકૃતિ જ બળવાન છે ત્હેને તો સુખનો 'કંટાળો' હોય છે એની નસોમાં થેકડા મારતું લોહી કોઇ પણ ચીજ સાથે અથડામણમાં આવવા તલસી છે એના બળ સામે વપરાતા બળથી એને અંદરથી એક પ્રકારની ગરમી—વીજળીનો ઝબકારો—આનંદ લાગે છે, જો કે શરીર ઠોકાય, ઘવાય અને તેથી વેદના થાય એ પણ જરૂર બને છે પણ એ બધી ઉપરની 'અસરો' છે—પડછાયા છે એ પડછાયાની છાપ

કાઇ એના દીન પર કોતરાતી નથી, ત્હા તો માત્ર પેલા ઝમ કારાનું મીઠુ સ્મરણ જ નોંધાઇ રહે છે એવો માણસ સુખ–દુખ નામની ક્ષણિક 'અસરો'ના આધાર પર નભતો ન હોઈ એની ક્રિયામાં કોઇ કોઇ વખત મ્હોટામા મ્હોટી 'ક્ષમા' અને મ્હોટામા મ્હોટો 'આત્મભોગ' તરી આવે છે પણ એ ક્ષમા અને આત્મભોગ કોઇ 'નીતિ'નું કે 'ધર્મ'નું—'ઉપદેશ'નું કે 'વિચાર'નું પરિણામ નથી, એ તો બળવાન મૂળ પ્રકૃતિનો 'ખેન' છે તેથી જ તો —"

"તેથી જ તો હુ ત્હને પૂછુ છુ" જ્ઞાનદેવે ભગાણુ પાડયુ "એ બળવાન પ્રકૃતિ પર સુધારો નહિ પણ વધારો, એની શક્તિના અશમા ઉમેરો કરવાની પણ કોઇ 'પદ્ધતિ' હોવી સભવે છે એમ તુ માને છે કે?"

"જે કાઈ છે તે મ્હારા માનવા – ન માનવા ઉપર ઓછો જ આધાર રાખે છે? અને હું જે પ્રત્યક્ષ જોઉ છુ તે ન માનુ તો ચાલે કેમ? કુસ્તીની તાલીમથી શરીર કસાય છે એ હુ પ્રત્યક્ષ જોઉ છુ તેમ મૂળ ગુણને ખીલવવાની પણ 'તાલીમ' હોઇ શકે એ સ્પષ્ટ છે અને એ તાલીમ વધુ ને વધુ પીડાજનક સંજોગો પોતાની આસપાસ ઉત્પન્ન કરવારૂપે હોય એ પણ હુ જોઇ શકુ છુ"

"અને એવો આદર્શ અખડ નજર સ્હામે હોય તો તાલીમનું કામ વધુ ઝડપી બને એ બનવાજોગ ખરૂ કે નહિ?"

"એમા કાઇ શક? અને એટલા માટે તો મ્હે એવા જીવતી બૅટરી જેવા પુરૂષને શોધવા અને મનથી ત્હેને ગુરૂ માની–"

"જરા ધીમો, જરા ધીમો, ! રખે કોઇ બૅટરીથી બળી ભસ્મ થતો! નહિ તો મ્હારી ખીચડીને કોણ સંભાળશે? તે પણ બળી ભસ્મ થશે? ભાવસિહ, બૅટરી પણ ખોરાક માંગે છે, હો!"

ઇશારો થતા જ ભાવસિહે ખીચડીની ખબર લીધી તે બરાબર તૈયાર થઇ હતી જરા વધુ સમય વીત્યો હોત તો એ

કરીએ છીએ એવુ અમને ભાન પણ હોતું નથી જે કાઇ કરીએ તે 'યજ્ઞ'જ કરીએ છીએ અર્થાત્ સમષ્ટિની સેવારૂપે જ કરીએ છીએ પછી કા તે પોતાનુ ઉદર ભરવાની ક્રિયા જ ન હોય. માણસ હોઈ અમે માણસો પ્રત્યે જ આપ-લે કરીએ છીએ એમ કાંઈ નથી. પશુ-પક્ષીઓ અને પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાચે તત્ત્વો સાથે પણ અમે આપ-લે કરીએ છીએ -એટલે કે અમને જરૂર પડે તે અમે એમની પાસેથી લઇએ છીએ અને ત્હેમને જરૂર પડે તે અમારી પાસેથી લેવા દઇએ છીએ જાણે કે સર્વની સૈયારી એક મિલ્કત ન હોય ? અમારા દેહો પણ અમને અમારા પોતાના હોવાનું ભાન નથી હોતુ દેહને પણ સમષ્ટિની મિલ્કત તરીકે જ પોષીએ છીએ આથી જે ભયો અને ભય સ્હામે બચાવનાં સાધનો નિત્યનવા ઉભા કરવાની ચિંતા અહોનિશ ત્હમારા દેશના લોકોના ચિત્તને રોકી રાખે છે, એવુ કાંઇ અમારા દેશમાં બનતું જ નથી અમને અહોનિશ ફુરસદ, છૂટાપણુ નફકરાપણુ સ્વાભાવિકરીતે જ રહે છે અને તેથી અમે મન, બુદ્ધિ ચિત્ત, અહકાર એ સૂક્ષ્મ ભૂમિકાઓમા ભમણ કરી ત્હાં નવી નવી શોધખોળો ચનાવીએ છીએ, કે જે શોધખોળો અમને આ પૃથ્વીના ગોળા બહાર જે બીજી અનેક સૃષ્ટિઓ છે તે સર્વના મહાનમમાં આવવાને પણ મ ગાર થાય છે "

' ઘણી જ અદ્ભૂત વાર્તા ! આજે નવુ જ જ્ઞાન પામ્યુ છુ પણ મહારાજ, એમ જ છે તો પછી આપના દેશમા રાજાની શુ જરૂર પડે ? "

'બીજાઓની ઉપર મત્તા ભોગવે, બીજાઓને નિરંતર મહેનત મજૂરી કરતા જાનવર બનાવી ત્હેમની પ્રાપ્તિના હિસ્સાથી પોતે મોજ ઉડાવે, અનેક કાય દા-કાનુનોની જાળ રચી-રચાવી એમાં જ મનુષ્યોની બુદ્ધિને રોકી રાખે કે જેથી કોઇ બુદ્ધિશાળી પણ બુદ્ધિના ગન્યની આગળ મુસાફરી કરવા પામે જ નહિ, ઇ.,

બંધન અને અકાળમૃત્યુના ભયો સમાજરક્ષાના બ્હાને ઉભા કરી મનુષ્યના આત્માને નિ:સત્વ અને સદા છૂપી રીતે જ પોતાની અર્થસિદ્ધિ કરવાની પ્રકૃતિવાળો બનાવી દે—આવી ત્હમારા દેશની 'રાજા' નામની સંસ્થાની પરંપરા જ ત્હારી પાસે આ પ્રશ્ન કરાવે છે બાકી રાજા રાજ્ય જ એ સંસ્થાનું ખરૂં રહસ્ય બતાવવાને પુરતો છે ગર્જે—પ્રકાશે—પ્રકાશ ફેંકે તે 'રાજા' એ શબ્દમાં અમલ કરનાના કે માલેકી ભોગવવાના કે દંડ દેવાના ખ્યાલને કોઇ ખૂણે સ્થાન નથી ન થવું જોઇતું હતું એવું કાંઇ જ્યહારે કોઇથી થવા પામે ત્યહારે સ્હમજજે કે કોઇ પણ જાતનો 'ભય' એ કરાવે છે, અને 'ભય' કોઇ 'વસ્તુ' નથી—ભ્રમણા છે—અજ્ઞાન અથવા અંધકાર છે એને જ્ઞાનના એક કીરણની, પ્રકાશની જ જરૂર છે એ પ્રકાશ જે આપે, આપી શકે, ત્હેનું નામ 'રાજા' અમારા દેશમાં રાજાપણું વંશપરંપરા ઉતરી આવતી ચીજ નથી, તેમજ લોકોની પસંદગી પર પણ અવલંબિત નથી જે વ્યક્તિવિશેષ પોતાના અંતઃકરણને વધુમાં વધુ કેળવી, તાલીમ આપી વધુમાં વધુ પ્રકાશમય કરી શકે છે ત્હેને શોધી કહાડવા અને ત્હેના પ્રકાશનો ઉપયોગ કરવા—ત્હેની સામે શિર ઝુકાવવા સર્વને સ્વાભાવિક ગરજ રહે છે "

"હં, હવે હું સ્હમજ્યો " ભાવસિંહ બોલ્યો "પહેલી જ દૃષ્ટિને પરિણામે મ્હારૂં મન આપને નમ્યું એનો ભેદ પણ હવે સ્હમજ્યો પણ, મહારાજ! ખીચડી ઠંડી થઇ જાય છે હવે હું નિઃશંક થઇ આપની પ્રસાદી આરોગવા તૈયાર છું "

ભોજન દરમ્યાન સમ્પૂર્ણ ચૂપકી ફેલાઇ રહી એ ચૂપકી બન્નેને પોતપોતાની રીતે ઉપયોગી હતી ભાવસિંહને લક્ષપૂર્વક અવલોકનની તકરૂપ હતી અને જ્ઞાનદેવને 'સંયમ'ની તકરૂપ હતી જ્ઞાનદેવ ખીચડીના દરેક કોળીઆ સાથે જાણે મુંગી વાતચીત કરતો હોય અને એને કાંઈ સન્દેશો આપી કોઇ કાર્ય સિદ્ધ કરવા

અમુક પ્રદેશમા જવાની આજ્ઞા કરતો હોય એવુ ભાવસિંહને લાગ્યુ, અને એનાથી મનમા જ બોલી જવાયું ' આવા માણસનું આખુ પણ પુણ્યરૂપ–પવિત્ર – છે ! "

ભોજન પુરૂં થયુ કે જ્ઞાનદેવ ઉઠયો પોતાની પાસેનું એકનું એક વસ્ત્ર–ઝભ્ભો–ભાવસિંહના હાથમા મૂકી બોલ્યો " હે મ્હને બહુ વિલાસ કરાવ્યો, હવે મ્હારે જવુ જોઈએ. ત્હારી પાસે પેલી રીવૉલ્વર રાખવા કાંઇ પેટીપટારો તો છે નહિ, તેમજ ડગલો પણ નથી કે જેના ખીસ્સામાં તે રાખી શકાય. માટે આ ઝભ્ભો રાખ મ્હને ત્હેની જરૂર નથી "

' મહારાજ ! " ભાવસિંહ ચમક્યો " હવે જવાની વાત ? અને મ્હને છોડીને ? "

' શુ ત્હેંજ નહોતી સલાહ આપી કે ભોજન કરી જલદી આ નુગરા દેશને મ્હારે રામરામ કરવા ? "

" તે સમય જૂદો હતો મહારાજ ! મ્હને જેમ મ્હારૂ સ્વમાન વ્હાલું હતુ તેમ આપનું સ્વમાન આપને વ્હાલું હોવુ જ જોઇએ એમ માનીને અને આવા દેશમા તે નહિ જળવાય એ ડરથી જ મ્હે એમ કહ્યું હતુ ત્યાર પછી આપના ઉપદેશને પ્રતાપે હું સ્હમજી શકુ છુ કે એ ભયમૂલક ભ્રમણા હતી અને આટલા પરિચય બાદ તો હું આપને જવા દઇ શકુ નહિ, મહારાજ ! મ્હને નવો જન્મ આપથી જ મળ્યો છે "

" એટલે ? શુ તુ મ્હને જવા દેશે નહિ ? શુ મ્હારૂં આવવુ – જવુ – રહેવુ કોઇના કાબુની વાત છે ? બોલો રે બોલો ! '

આપ સ્વતન્ત્ર છો, મહારાજ ! પણ એ સ્વતન્ત્રતા બીજાને દુઃખરૂપ થાય તે – "

" –તે અનીતિ ' છે એમ જ કહેવા માંગે છે ને ? એ જ ત્હમારા દેશનો મ્હોટામાં મ્હોટો ' રોગ ' ! અમારા રાજ્યમાં નીતિ–અનીતિ એવા શબ્દો જ નથી ખ્યાલનાીક નથી. અમારી સ્વતન્ત્રતા

કોઇને કે કશાને અવલમ્બિત નથી, અને અમારી પાસે સ્વતત્રતા છે એવુ પણ અમને ભાન નથી અમે જ **સ્વતત્રતા છીએ** સ્વતત્રતા એ શબ્દ આ નિરતર પરતત્ર દેશમા પગ મૂકતા જ અમારા દીનમા ઉગી નીકળ્યો, અને તે પણ પરતત્રતાની હવાના અણુઓએ ઉત્પન્ન કર્યો "

' તેમ બધાએ સ્વતત્ર હોવા જોઇએ, મહારાજ ! "

"બરાબર, તુ પણ સ્વતત્ર છે જાણીજોઇને પોતાને પરતત્ર **માની** લે તો એમા કોઇ શુ કરશે ? "

"ત્હારે મ્હારી સ્વતત્રતાનો આપ સ્વીકાર કરો છો !"

"એમાં પૂછ્વુ શુ ? "

"તો મ્હારી સ્વતત્રતા મ્હને આપનો શિષ્ય થવા કહે છે "

"તુ પોતાને કોઇનો પણ શિષ્ય તો શુ પણ સ્વામીય બનાવવાનેય સ્વતત્ર છે અને તે બીજો ત્હારો શિષ્ય કે ગુરૂ તરીકે સ્વીકાર યા અસ્વીકાર કરવાને પણ સ્વતત્ર છે "

"એટલે ? "

" એટલે એ જ કે સ્વીકાર કરનાર વ્યક્તિએ સ્વીકરાતી ચીજ જીરવાશે કે નહિ ત્હેનો અર્થાત્ પોતાની શક્તિનો ખ્યાલ રાખવો પડે છે કાચો જ્ઞાની જો એકાદ શિષ્યનો સ્વીકાર કરે તો 'મુડદા' ઉપાડવા જેવુ થઇ પડે. પોતાના જ ભાવોથી હડવાના નિરન્તર 'અભ્યાસ'મા લાગેલો માણુસ એ કાર્ય હજી સમ્પૂર્ણત સિદ્ધ ન થયુ હોય તે પહેલા બીજાના અને ત્હેમાએ પોતાથી વધુ રોગીના નિરતર સહવાસને સ્વીકારે તો પોતાના ભાવો ઉપરાત તે બીજાના ભાવો પણ ત્હેને વધુ ને વધુ નિર્મળ બનાવનાર થઇ પડે અને સમ્પૂર્ણ જ્ઞાની કે જેને માટે એવો કોઇ ભય હયાતી ધરાવતો નથી તે તો જીવતી સૅટરી સમાન હોઇ, આગની પ્રચડ જ્વાળા સમાન હોઇ શિષ્યનો સ્વીકાર કરતા ડરે નહિ, પણ એવી વ્યક્તિનો ગુરૂ તરીકે સ્વીકાર કરવા ઇચ્છનારે પોતે ડરવુ પડે

મતલબ કે તેનો નાની શિષ્ય સ્વીકારવાની ના ન કહે ત્યારે પણ શિષ્ય થવા આવનારને પોતાને વિચારવુ ઘટે છે કે મ્હારાથી એનો તાપ જીરવી શકાશે ?"

'અમારી માતાઓ પોતાની ઈચ્છાથી જ પોતાના દેહને અગ્નિની ચિતામા હોમતી હતી અને અગ્નિમા નાચતી અને રાચતી હતી મહારાજ, ક્ષત્રિઓ એ દેવીઓના સંતાન છે ક્ષત્રિય મૂર્ખ ભલે હોય પણ જો યુદ્ધમા ફરક ન પડયો હોય તો, ક્ષત્રિયને માટે તાપ જીરવવાનો પ્રશ્ન જ ન હોઈ શકે તાપનો તો એ હમેશ ભૂખ્યો હોય મહારાજ! અને આપના જેવા પુરૂષના તાપથી બળી મરવાનું પ્રાપ્ત થાય એ તો મ્હોટામા મ્હોટો 'લ્હાવો'!"

' ક્ષત્રિઓની એ પ્રકૃતિ હું જાણું છુ પણ તમે લોકોએ એ પ્રકૃતિને કેળવી જાણી નહિ પીડાની પરવા ન કરવી એ અવશ્ય શુભ ચિન્હ છે, પણ ક્રિયા સ્હામે પ્રતિક્રિયા કરવા તુરત તૈયાર થઇ જવુ 'સ્થિરતા' જાળવી ન શકવી, એ નમળાઈ છે એમ તો એક નિર્બળ પતંગીઉ પણ કાયા હોમી શકે છે – એમા કાંઇ મહત્વ નથી. ' સ્થિરતા સાથે નિડરતા ' જ્યારે કેળવાય ત્યારે જ મનુષ્ય દિવ્ય બને–દેવ બને "

' એ સ્થિરતાની શક્તિ ક્ષત્રિયવર્ગના એક પ્રતિનિધિમા પ્રગટાવવા ખાતર જ આપનું અહી પધારવુ બન્યુ હોય એમ જ મ્હને તો લાગે છે ગમે તેમ હો, હુ આપને અર્પિત થઇ ચૂકયો "

' સબૂર, એક વાર નહિ, બે વાર નહિ, ત્રણ વાર વિચાર કરી જો. "

" આપની આજ્ઞા મુજબ એક વાર વિચાર કર્યો, બીજી વાર વિચાર કર્યો, ત્રીજી વાર નિશ્ચય કર્યો. "

' શુ મેળવવા ખાતર આવો નિશ્ચય કરે છે!"

" કાંઈ પણ મેળવવા ખાતર નહિ, અને બધુ ગુમાવવા ખાતર "

" ધ્યાન રાખજે, શારીરિક સ્વતંત્રતા જ માત્ર નહિ, પણ બુદ્ધિએ ગુમાવવી પડશે હું જ્યારે આજ્ઞા કરૂં છું ત્યારે કારણ આપવાની દરકાર કરતો નથી અને ઇચ્છા પૂછવા થોભતો નથી."

" આપનો તે સ્વભાવ મ્હારા જાણવામાં નહોતો, પણ હવે તે જાણું છું અને તેની નોંધ લઉં છું મ્હને તે માન્ય છે "

' એક વાર ફરી યાદ કરાવું કે તું પોતાની સ્વતંત્રતા વેચે છે"

' હરગીજ નહિ, મહારાજ! મ્હારી સ્વતંત્રતા જ મ્હને એટલે મ્હારી નબળાઇઓને જ્ઞાનદેવની ધીખતી ધૂણીને હસ્તક સોંપે છે આપે ત્રણ વાર વિચાર કરવા ફરમાવ્યું ત્યારે જ મ્હે મનન કરી જોયું હતું કે, કયું તત્ત્વ મ્હને આ તાબેદારી અંગીકાર કરાવે છે મ્હે જોયું હતું કે, કોઈનું દબાણ કે ડર આમાં કારણભૂત નથી મ્હે જોયું હતું કે, રૂપ-રાગ કે વાક્ચાતુરીના જાદુથી અંજાઈ પડવાથી થતી આ અર્પણતા નથી મ્હે જોયું હતું કે, આપની કે બીજા કોઇની હું આથી 'સેવા' બજાવું છું એવા છૂપા અહંકારથી પ્રેરાઈને પણ આ શિષ્યપણું સ્વીકરાતું નહોતું "

જ્ઞાનદેવે ભાવસિંહના ચહેરા તરફ જોયું અને ત્હેની આંખોથી ક્ષણભર સંયમ કર્યો બસ ખેલ ખતમ થયો ના કાંઇ ક્રિયા કરવામાં આવી કે ના ગુરૂમંત્ર દેવાયો, ના વદનવિધિ થઈ કે ના આશિર્વાદ વિધિ થઈ કે ના કાંઇ વેશપલટો કે નામપલટો થયો

" ભાવસિંહ!" ગુરૂ બોલ્યા " ત્હે તો નગર બહુબહુ અવલોકનપૂર્વક જોયું છે, હવે મ્હને પણ ત્હારા નગરની રોનક જરા બતાવ. ચાલો હમણાં જ ચાલી નીકળીએ ઝભ્ભો અંગ પર નાખી લે. મ્હને તો આ લંગોટ પણ બોજા રૂપ લાગે છે!"

ગુરૂ શિષ્ય શહેરભણી ચાલ્યા

---

કરીફાઈમાં તો વ્યવસ્થા અને નીતિ હોય છે—આ તો લૂટ અને પરસ્પરના લોહી પીવાની જ ક્રિયા કહી શકાય. અમારા વર્ગના મગજ અહોનિશ તડફડાટ અને સકલ્પ વિકલ્પમાં ડૂબકીઓ ખાતા જ હોય છે એક અમુક વ્યાપાર કે અમુક હુન્નર વંશપરંપરા ચાલ્યા કરે અને તે વડે તે વ્યાપાર—હુન્નરમા ચાલુ સુધારો અને વિકાસ થયા કરે એવુ કાંઈ અહી છે જ નહિ જ્યહા અમારી આજીવિકા જ સ્થિર નથી ત્યહા વ્યાપારને—સમાજજીવનને અમુક ઘાટ આપનાર સાધન તરીકે યોજવાની વાતે શું થઇ શકે ? "

" એટલે કે પેટના ખાડાથી ઉપરના સ્થાનો તરફ દૃષ્ટિ કરવાની તમને તક જ નથી એમ જ ને ? "

બરાબર એમ જ અમારાં ભણતર, અમારા કાનુન, અમારા ગૃહ, અમારા ધર્મ— સર્વ અત્યારે પેટના ખાડા ઉપર ચણાયલી ઇમારતો છે "

' જીવનની જરૂરીઆતરૂપ અન્ન અને રૂ એની તો અહી તંગી નહિ પડતી હોય ? "

' એ ચીજોની ઉત્પત્તિનો સઘળો પાક જો અહિ જ રહેવા પામતો હોય તો જીવનક્લહનો પોણો હિસ્સો આપોઆપ દૂર થાય એટલી મ્હોટી એ ઉત્પત્તિ છે કુદરતની એ તો કૃપા છે, પણ મનુષ્યે કુદરત પર સુધારા કરવાનું માથે લઇને ભયકર બીગાડો કરી નાખ્યો છે જરૂરીઆતની ચીજો પણ પરદેશ તણાઇ જાય છે અને અહીંના લોકો ભૂખે મરે છે બહારની બીનજરૂરી અને ઓછી જરૂરની હજારો ચીજો આ દેશમા અનેક યુક્તિપ્રયુક્તિથી ઘુસાડવામા આવે છે જાવક કે આવક પર અંકુશ રાખવાનું અમારા હસ્તક નથી એક તરફ નિર્ધનતા વધતી જાય છે, અને બીજી તરફ, જે ચીજો વગર અમુક સજોગોમા ચલાવી જ લેવું જોઈએ અને ચલાવી શકાય તેવી ચીજોની ગુલામી, જીવન—કલહનો ભોગ બનેલા વ્યાપારીઓને લીધે તેમ જ પ્રતિદિન જેમનાં મનોબળ નબળા

થતા જાય છે તેવી પ્રજાના અધ્યાસોને લીધે ઉત્તરોત્તર વધુ ને વધુ દૃઢ થતી જાય છે "

" વ્યાપારીઓમા શાહુકારી કેવીક છે ભલા ? "

" હજારો ને લાખ્ખો રૂપિયાની હુંડીઓ ભરાય છે ઉધાર લેવાય છે અને દેવાય છે, શરાફી પેઢીઓ અને બૅન્કો ધમધોકાર ચાલે છે પણ એ બધા ઉપરથી ' શાહુકારી ' નુ પ્રમાણપત્ર આપી શકાય કે નહિ તે તો પરમાત્મા જાણે કોણે અને ક્યહારે અને કેવી રીતે ' ભાગવુ ' એ એની ' સ્વતત્રતા ' ની બાબત છે, મહારાજ ! "

" એ જ ' સ્વતત્રતા ' ત્હમારા દેશનો સમૂળ નાશ કરશે જે પ્રજામા ઘેર ઘેર 'ડાહ્યા' માણસો વસે છે અને સ્વચ્છદને જ સ્વતત્રતા ગણવામા આવે છે એ પ્રજાને પરદેશીઓનો દોષ કહાડવાનો કાંઇ જ હક્ક ન હોઈ શકે કુદરતને મન કોઈ સ્વદેશી કે પરદેશી નથી તમામ દેશો એની સતતિ છે એક દેશમા એણે લોખડ, કોલસા અને માછલા આપ્યા, તો બીજા દેશમા એણે વનસ્પતિનો ભડાર આપ્યો એક દેશ બીજા દેશની ઉત્પત્તિ વડે પોતાની તગી દૂર કરે એમા કુદરતને મન અપરાધ જેવુ કાંઈ ન લાગે પણ બીજો દેશ પોતાની જરૂરીઆતો પુરતું પણ ન જાળવી શકે એ એનો પોતાનો દોષ છે જરૂરીઆતો જાળવી રાખવા પુરતા કામમા પણ **દેશભાનના અર્થાત્** મમષ્ટિભાવ જે પ્રજામા ન હોય તેણે બીજાનો ભક્ષ બનવુ જ રહ્યુ હાથપગ ચલાવે ત્હેને કાંઇ રોટનો આપનાની કુદરત ના કહેશે ? જ્યહા દેશકાળની મર્યાદાવાળો સમષ્ટિભાવ જીવનના દરેક પ્રવાહમા દાખલ કરવામા ન આવ્યો હોય અને **सत्य** ને **अधिष्ठान** બનાવી ત્હેના પાયા ઉપર ચણાયલો **अहकार** જ્હેની દરેક વ્યક્તિમા ઠાસવામાં ન આવ્યો હોય તે દેશ ખચીત જ મરવાને લાયક છે ત્હમારૂં પોતાનુ કલ્યાણ ત્હમને કોઇ જલદી મારી નાખી નવા તનદુરસ્ત શરીરમા પાછા ઉગી નીકળ

વાની તક આપે એમા જ છે,—કારણ કે નબળી પ્રજા પોતાનો ભોગ આપી મરવા તૈયાર થાય એ બનવા સભવ નથી, અને જ્યહાં સુધી નિર્ધનતા અને ગુલામપ્રકૃતિ જીવતી છે, ત્યહા સુધી સમર્થ પ્રજાના ઘરને ઝાડુ દેનાર, હેની પગચપી કરનાર, હેની હેનાતમાં રહેનાર વ્યક્તિઓ સ્હેલાઈથી મળી રહે છે એટલા ખાતર તેઓ પણ એ પ્રજાનો અંત લાવવાને તો તૈયાર ન જ થાય પરિણામે દેશ પ્રતિક્ષણ વધ્યા જતી વિષ્ટાના એક મ્હોટા સમૂહરૂપ જ થઈ પડે દુનિયાને માટે પણ એ તો મ્હોટો ભય થઈ પડે આંતર-રાષ્ટ્રિય રાજનીતિ હેના સાચા સ્વરૂપમાં હયાતી ન ધરાવતી હોવાથી કોઈ બીજી પ્રજા દયા કે યશ ખાતર નહિ તો છેવટે પોતાને પડોશીની દુર્ગંધથી રાગ ન થવા પામે એટલી સ્વરક્ષા ખાતર પણ સીધી કે આડકતરી સ્હાય કરે એ બનવા જોગ નથી એટલે એની પ્રજામા જો કોઈ વધુમા વધુ દુરદેશીવાળી અને શક્તિવાળી વ્યક્તિ હોય તો તેણે લોકોને પોતાના હાથે જ હોળી સળગાવી હેમા બળી મરવાની રાજનીતિ શિખવવાની રહી. ઇશ્વરને ત્યહાં એથી સ્નાન સૂતક લાગે તેમ નથી દુનિયાનો સહાર કરનાર શકર ભૂળે તો છે ભોળો, અને હેમા વળી ભાંગ પીવામાં પૂરોચ્ચો, એટલે કેફમાં ને કેફમા એનુ સહારકાર્ય રહી જાય છે અને વિષ્ટા વધતી જાય છે એની આળસ જાય તો નવાં મટકાં ઘડતા બ્રહ્માને કાંઈ ઓછી જ વાર લાગે છે? લડાઈમાં જે માણસો મુઆ તેથી વધુ તો ક્યા રનાએ જન્મી ચૂક્યા! એક વર્ષાનું ઝાપટુ પડે છે તો એક એકર જમીનમા ક્રોડાનુક્રોડ જતુ એકાએક ઉભરાઇ આવે છે એક ટીટાડી જેવો નમાલો માણસ પણ સાત કે શ સતાન ઉત્પન્ન કરે છે બ્રહ્માનું કાર્ય બહુ જ ઉતાવળી અને ઝડપી છે, પણ હમણા તો એ વિષયલંપટ બ્રહ્મા, લક્ષ્મીની ગોદમા સૂતો રહેનાર પ્રમાદી વિષ્ણુ અને ભાંગની કેફમા કર્તવ્ય ચૂકનાર શકરની વાતો કર-વાની નથી ફુરસદ મ્હને કે નથી ત્હમને હમણા તો મ્હને, એક

વધુ પ્રશ્નનો ખુલાસો જોઇએ છે શું ત્હમારા દેશમા બધી ભિન્ન-ભિન્ન પ્રકૃતિની વ્યક્તિઓને ક્રિયાશીન અથવા રોકાયલી રાખવા માટે તે તે પ્રકૃતિઓને અનુકૂળ પ્રકારના અને એકેક પ્રકૃતિ ધરાવતી વ્યકિતઓની સખ્યાના પ્રમાણુમાં ધધાની વિવિધતા છે કે ?"

"એટલે ?"

"મ્હારો પ્રશ્ન જ ત્હમે ન સ્હમજી શક્યા ? જરા વિસ્તારથી સ્હમજાવવા પ્રયત્ન કરીશ સાભળો પૃથ્વીમાથી અન્નાદિ જન્મે છે એ અન્નથી જ ચાલતા–ફરતા મનુષ્યછોડનુ શરીર બને છે સ્થાવર છોડનો તેમજ જગમ છોડનો નિર્વાહ કરનાર તત્ત્વો પણ પાછી એ જ પૃથ્વી આપે છે એવી કોઈ ચીજ નથી કે જે પૃથ્વીના સંતાનોને આવશ્યક હોય અને તે પૃથ્વીમાંથી ન મળતી હોય 'સંયમ' અને તપ'થી—એકાગ્રતા અને પુરૂષાર્થથી—જગમછોડ સઘળુ પૃથ્વીના પેટમાંથી અને પોતાના અતકરણમાથી શોધી શકે છે એટલે એ જ કે મનુષ્યના સઘળા વ્યવહારમા સયમ અને તપ પાયારૂપે જોઇએ વ્યક્તિગતવિકાસમા તેમજ સમાજવિકાસમાં બન્નેમા એ નિયમ દઢાવવો જોઇએ. એટલે કે એક પણ વ્યક્તિ નિરૂદ્યમી રહેવા ન પામે અને બધી વ્યક્તિઓના ઉદ્યમ ભિન્નભિન્ન—દરેકની ખાસીઅતને અનુકૂળ—હોવા છતા સમાજના વિકાસને વિરોધી ન હોય એવી વ્યવસ્થા–યોજના–પદ્ધતિ હોવી જોઇએ જમીનમાથી પદાર્થો ખોદી કહાડવા અને નીપજાવવા એ એક ઉદ્યમ, મળેલા પદાર્થોને સાફસુફ કરવા વિવિધ રુપ–રગ આપવા, જૂદા જૂદા પદાર્થોનો જૂદી જૂદી રીતે રસાયણિક કે યાન્ત્રિક યોગ કરી તે વડે વિવિધ અર્થ સારે એવા નવા પદાર્થો બનાવવા એ બીજો ઉદ્યમ કાચા અને પાકા પદાર્થો આખા દેશમા જરૂરીઆતના પ્રમાણમા વહેચી આપવા એ ત્રીજો ઉદ્યમ, ત્રણે જાતના ઉદ્યમ-ની પ્રચલિત પદ્ધતિમાં સુધારો–વધારો કરવાની શોધખોળ કરવારૂપ ઉદ્યમ એ ચોથો ઉદ્યમ ચારે જાતના ઉદ્યમોના નિભાવ માટે જોઇતા

નાણુા પુરા પાડવાનો ઉદ્યમ એ પાચમો ઉદ્યમ એ પાચે ઉદ્યમોને યોગ્ય માણસો પુરા પાડવાનો ઉદ્યમ એ છઠ્ઠો ઉદ્યમ, અને એ છએ ઉદ્યમોની રૂપરેખા નક્કી કરનાર, બદલાતા જતા સંજોગો અનુસાર એ રૂપરેખામા ફેરફાર કરનાર અને અંકુશ રાખનાર સર્વોપરી મડળની પ્રવૃત્તિ એ સાતમો ઉદ્યમ આ સાત પ્રકારના ઉદ્યમમાં સમાજને વ્હેંચી નાખવો જોઇએ અને વ્યક્તિમાં સત્ત્વ, રજમ્ અને તમમ પૈકી જે મૂળગુણ અને નિકામ જોવામા આવે ત્હેને યોગ્ય જ ઉદ્યમમા ત્હેને નાખવો જોઇએ આવી વ્યાપારવ્યવસ્થા અહીં છે?"

વ્યાપારીથી હસી પડાયુ 'મહારાજ! આપ તો કોઇ સ્વર્ગ લોકમાથી આવતા જણાઓ છો! આ પૃથ્વી પર તો કોઈ પણ ઠેકાણે આવુ કાંઇ જોવામાં આવતું નથી"

"એક બીજાના લોહી પીને જ જીવવાની જ્યાં સુધી દાનત છે, અને એવી દાનત અને એવુ જ વર્તન છતા એક તરફથી બીજાઓની રક્ષા અને વિકાસ કરવા માટે જ જીવવાનો ઢોગ અને બીજી તરફથી સહનશીલતા, ધર્મપરાયણતા અને દીનતાનો ઢોંગ જ્યાં સુધી ચાલુ છે, જ્યા સુધી બીજાને તો શુ પણ પોતાને પણ વફાદાર રહેવાની વૃત્તિ ઉત્પન્ન થવા પામી નથી ત્યાં સુધી વ્યક્તિ વડે જ સમષ્ટિની અને સમષ્ટિ વડેજ વ્યક્તિની રક્ષા અને વિકાસ થવો શક્ય છે એ હૃદયમા ઉગવુ જ મુશ્કેલ છે અને એવી શક્યતાને સ્થૂલ રૂપ આપવાની યોજના સૂઝવી પણ મુશ્કેલ છે"

તદ્દન સાચા કહો છો મહારાજ! સબળા તેમ જ નબળા, રાજા તેમ જ પ્રજા સર્વને એક જ ઇન્દ્રિયનું જ્ઞાન છે—માત્ર લોહી પીવાનું દાખવા તરીકે—" વાક્ય પૂરૂં કર એટલામા એક શ્યામ શેઠ દોડી આવતો વ્યાપારી ત્હેનો હાથ પકડી બાજુએ ખેંચી ગયો અને દીનતાભરી મુખમુદ્રા કરી ત્હેના કાનમા કાંઈ બબડયો "રાત્રે અગ્યાર વાગે મ્હને ઘર આગળ મળજે' કહી ત્હેને વિદાય કરી પહેલો વ્યાપારી જ્ઞાનદેવ સમીપ હાજર થયો અને બોલ્યો

"હું હમણા દાખલો શોધવા જતો હતો ત્હા જ દાખલો હાજર થયો ! મારી સાથે વાત કરનારો પેલો વ્યાપારી જોયો ? મહારાજ !"

"શુ ? એ એક વ્યાપારી હતો ? એના ચ્હેરા પરથી તો હું એને વિચારક કે તત્ત્વવેત્તા—એક બ્રાહ્મણ કહેવાનું વધુ પસદ કરું "

"છે પણ તેમ જ મહારાજ ! મહાજ્ઞાની અને પરોપકારી છે પણ આપે હમણાં જ કહ્યુ તેમ જૂદા જૂદા ગુણોને અનુકૂળ ઉદ્યમની યોજના જ આ દેશમા ન હોવાથી, અને ગરીબ તેમજ શ્રીમત સર્વને પોતાની જ લાગી પડી હોય ત્હા જ્ઞાની કે દાની કે ખુદ ઇશ્વરની પણ દરકાર કરવાને કોઇને ફુરસદ હોવાની શક્યતા ન હોવાથી, જે શક્તિઓ વડે ત્હેમની પોતાની જરૂરીઆતો પુરી પાડવા ઉપરાત સમાજની વિવિધ પ્રકારની કાર્યસિદ્ધિ થઈ શકી હોત તે શક્તિઓ ધૂળમા રોળાય છે, એટલું જ નહિ પણ એ શક્તિઓ જ એમના પોતાના નાશનું કારણ થઈ પડે છે મ્હે અગાઉ કહ્યુ તેમ આ દેશમા સર્વ ગુણોની, સર્વ મનુષ્યોની, સર્વ ઘટનાઓની સર્વ કલાની, સર્વ સાહિત્યની, સર્વ વ્યાપારની, સર્વ પ્રાપ્તિની અને સર્વ ધર્મોની પણ કિમત નાણારૂપી ગજથી જ મપાય છે ! બીજું તોલ કે માપ અહીં છે જ નહિ ! પ્રજાનો જ માત્ર નહિ પણ રાજ્યનો દેવ પણ વ્યાપાર જ છે ! તેથી એક વિચારક ભલે ગમે તેટલો લાબો સમય અવલોકન અને મનનમા રોકાઇને ગમે તેટલા ઉડા, ઉચા લાબા પહોળા અને તાકાદવાળા વિચારો અને યોજનાઓ અને સિદ્ધાતો ઉત્પન્ન કરે, પણ ત્હેની કિમત નાણામા કાંઇ નહિ ! એ સિદ્ધાંતો અને યોજનાઓનો લાભ સમાજ લાબે કાળે લે કે જ્યારે ત્હેના જન્મદાતાની હયાતી પણ ન હોય ! અને હયાતી દરમ્યાન તો સિદ્ધાંતો અને યોજનાઓ રૂપી સતાન ઉત્પન્ન કરવામા વીર્યનો વ્યય જ માત્ર થયા કરે, અને વીર્યનુ એક ટીપુ એટલે ખાખ્સુ દશ મણ અનાજ ! એ

દશ મણ અનાજ રળવા માટે એણે કા તો મજુરી, કા તો ચોરી, કા તો નોકરી, કા તો વ્યાપાર કરવો જ રહ્યો ! એ તત્ત્વવેત્તા યોજનાત્મક શક્તિવાળી હોઇ એની પસંદગી વ્યાપાર તરફ જ જાય એ પણ સ્પષ્ટ છે અને એ ક્ષેત્રમાં તો એક પર એક જેમ કેટલાએ મગરમચ્છો છૂપાયલા પડ્યા જ છે ! "

ત્યારે શું એ તત્ત્વવેત્તા કોઇ મગરમચ્છના પંજામાં ફસાયો છે? એની દીનતાભરી મુખમુદ્રા શું એવા જ કારણથી છે?" જ્ઞાનદેવે પૂછ્યું

' જી, હા " ગંભીર અને કાંઇક પડેલે ચહેરે વ્યાપારી બોલ્યો પોતાનાં સાધન પુરતો વ્યાપાર સ્વતંત્ર રીતે ચલાવતો હતો અને કુટુમ્બનિર્વાહ ઉપરાંત છૂપા સેવાકાર્યો ત્હેમાંથી નભ્યે જતા હતા દિવસના ૩-૪ કલાક ધંધામાં અને બાકીનો વખત વાચન-મનન-લેખન- વક્તૃત્વ પાછળ ખર્ચતો કોઇ કોઇ વખતે મનન અધુરૂં છોડી વ્યાપારમા હાજરી આપવાની ફરજ પડતી તેથી દીનમા બહુ કલેષ થતો અને એવી નિરંતર ભાવના રહ્યા કરતી કે, પાંચકી મુડીની મદદ સિવાય ધંધો ચલાવી શકાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી તથા તે દરમ્યાન કુટુમ્બના એક બાળકને ધંધામા પ્રવીણ કરી પછી પોતે ધંધાથી ફારગ થઇ બે વર્ષ મુસાફરી કરી વ્યક્તિગત દુનિયાનાં અને વિશ્વના અનેક રૂપ-ગુણનું અવલોકન કરવું એ વર્ષ પાર્વાત્ય અને પાશ્ચાત્ય ગ્રંથોનું વાચન-મનન કરવું અને બે વર્ષ યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગથી મળતી શક્તિઓ પ્રાપ્ત કરી પછી એ સઘના સરવાળા રૂપે ત્હેનું જે કાંઈ થાય તે, સમાજને-સમાજથી અવ્યક્ત રહીને-નવી રચનાદ્વારા અર્પણ કરવું મ્હારો એ પરમ મિત્ર છે હું એના તરફ પૂજ્યભાવ ધરાવું છું, તેથી એનો આ આશય તેણે મ્હારાથી છૂપાવ્યો નહોતો. એ આશયથી, આજથી થોડા જ માસ ઉપર જ્હારે ત્હેના વ્યાપારમાં વધુ માગ નફાની એક તક આવી ત્હારે

એ તકનો લાભ લેવા ખાતર તેણે થોડા વખત માટે મુડીની વધુ સગવડ કરવા ધાર્યું એક ક્રોડપતિ મળી આવ્યો, જેણે માત્ર નાણા ધીરવાના બદલામા ચાર ટકે માગી અમાધારણ વ્યાજ, અડધોઅડધ ભાગ, બન્નેની સયુક્ત મુડીનો અને માલનો તેમજ હિસાબનો સમ્પૂર્ણ કબજો, તથા પોતા તરફથી આપેના બે પ્રતિનિધિઓની ઇચ્છા મુજબ જ સઘળુ કામકાજ કરવાનુ ગુનામીખત મ્હારા મિત્રે એવી ગણુની કરી હતી કે સાતગુણી મુડી વધવાથી સાત ગુણુ ધધાનું ક્ષેત્ર વધારી શકાશે એમાંથી અર્ધ ભાગ અને વ્યાજ આપતા પણુ, માત્ર પોતીકી મુડીના આધારે જે પ્રાપ્તિ થઈ શકતી હતી તેથી બમણી પ્રાપ્તિ તો જરૂર હાથ લાગશે જ અને હિસાબ નાણા તથા માલનો કબજો બીજો પક્ષ રાખશે તો એથી તો ઉલટી નિશ્ચિતતા છે અને ખોટી શકાઓના સભવ માત્રને પણ દૂર રાખી શકાશે, તથા પ્રતિનિધિઓની ઇચ્છાને અધીન વર્ત્તવાની નખાતી ફરજ કાંઈ વસ્તુત બન્ન કરશે નહિ, કારણુ કે પ્રતિનિધિઓ પોતાના માનીકના હિતને નુકશાન થાય એવુ તો કાઇ નહિ જ કરે અને કદાચિત્ એવુ પણ કરી બેસશે તો વસ્તુસ્થિતિ ત્હેમના માલીકને લખવાથી ત્હેનો સ્વાર્થ અને મ્હારો હક્ક એના નેત્રો ઉઘાડયા સિવાય રહેશે નહિ મ્હારા મિત્રની ગણુનીઓ બધી સાચી હતી પરતુ શ્રીમતોના ઘરની ગેરવ્યવસ્થા અને ત્હેનો લાભ લેવામા કુશલ કર્મચારીઓની અજગરવૃત્તિનો ત્હેને ઓછો જ અનુભવ હતો! ટુકમા, ભરસમુદ્રમા વહાણુ લાવીને ડૂબાવવાનો ખેલ ખેલાયો અને તે પણ એકાએક! અને ખેલ પણ કેવો? નફો તણાઇ જઇને બન્ને પક્ષને મ્હોટુ નુકસાન સહવુ પડે તેવો! વ્હાણુ અડધુ ડૂબ્યુ ત્હારે શ્રીમતની આંખો ઉઘડી અને માલીકના પૈસાના ભોગે અગત વૈર લેવાના પોતીકા માણુસના પરાક્રમ જોવાનુ બન્યુ હજી જે કાઇ બચાવી શકાય તેટલું બચાવવાનો સમય હતો મ્હારા મિત્રે વિવિધ પ્રકારની યોજનાઓ

રજૂ કરી અને પસંદગી કરવાનો હક્ક પ્રતિપક્ષને સોંપ્યો અનેક વખત પસંદગી થતી, પણ મહી કરતી વખતે બાજી ઉથલાઇ જતી હમણાં વળી—"

"હમણાં તે એક નવી જ યોજના ત્હેના ભાગીદાર પાસે મંજૂર કરાવી લાવ્યો હતો અને ત્હેમા ત્હમારી કોઈ પ્રકારની સ્હાય લેવા આ યો હતો એમ જ હતું ને?" જ્ઞાનદેવે વાત તોડી

'આપનું અનુમાન બરાબર છે" વ્યાપારીએ ઉત્તર વાળ્યો

' અનુમાન પછી હવે ભવિષ્ય પણ કહીશ સાભળો ત્હમા ગથી તે કામ નહિ જ બને. નહિ બને ત્હેના સંખ્યાબંધ કહેવાતા મિત્રો, પ્રશંસકો અને આભારમાં આવેલાઓથી પણ સાધનો છતાં સહાયનો પ્રકાર મહિમલામત છતાં, અને કોઇ પણ જાતના ભોગ કે શ્રમ વગર બ લો વાળવાની કે હાથ ગખવાની સુંદર તક મળતી હોવા છતાં એ કાર્ય કોઇથી બનવાનું નિર્માણ જ નથી "

"મહારાજ!'—વ્યાપારીએ દમ ખેંચ્યો

"વૈશ્યોના હાથે બ્રાહ્મણનું બચવુ એ જ મ્હોટું સંકટ! કુદરતને તે પ્રિય નથી જ કુદરત ઇચ્છે છે કે તેણે સ્વબળ ઉપર ટકી રહેવું અને તિતિક્ષાની તાલીમ લેવી 'સમાધાન એ જ સત્તાનાશ, અને અંત સુધી લડાતુ યુદ્ધ એ જ વિજય'આ સત્યનું **અનુભવગમ્ય** જ્ઞાન આ પ્રસંગ દ્વારા જ ત્હેને મળશે જે જાતનું કાર્ય કરવા, ત્હમે હમણાં જણાવ્યુ તેમ, તેણે છ વર્ષનો ક્રમ યોજ્યો છે તે જાતના કામને માટે પત્થરનું હૃદય જોઇએ અને આ ઘટના એ ભૂમિકા આપવા અર્થે જ નિમાયલી છે ત્હમે એને ' જ્ઞાની કહો છો તે ભૂલ છે, હજી તો તે માત્ર 'વિચારક' છે, જ્ઞાની થવા પહેલાં તો કાઇ કાઇ કિંમતો ભરવી પડશે. મીણના દીવાનખાનાને પત્થરનું બનાવવુ જોઇશે, પાણીનું બરફમા રૂપાન્તર કરવુ જોઇશે, ઉઘાડે મસ્તકે ચાલતાં અને તે જ સ્થિતિમાં નાચતાં ... જ **જ્ઞાન** 'સત્ય' બનાવી

શકાશે અને મેળવી તથા જીરવી શકાશે જ્ઞાન 'સુખ માટે' છે એ પડિતમન્યોની કલ્પનામાત્ર છે, વસ્તુત જ્ઞાન કોઇને પાલવે તેવી ચીજ જ નથી તે આગ છે, કાળનો કાળ વિકાળ રાક્ષસ છે એને સઘરવાનો વિચાર કરવા પહેલા માણસે પ્રથમ મસ્તક એક બાજુએ મૂકવુ પડે વ્યાપારમા ત્હમે લોકો **પરતત્રતાથી** જે સકટો સહો છો તે કરતા અનેકગુણું વધારે સકટ **સ્વતત્રતાથી** સહો એટલુ જ નહિ પણ ઉત્પન્ન કરીને સહો અને આગળ વધતાં સકટ અને આનદ વચ્ચેની લીટી ઉડાડી દઈ બન્નેને એકાકાર કરો ત્હારે 'જ્ઞાની' બનો "

"એ તો મરીને સ્વર્ગ લેવા જેવી વાત થઈ મહારાજ ! મુઆ પછી મળતી ચીજ કોણ ભોગવવાનુ ? "

"કોઇને વ્યાપારમાં આસમાની સુલતાનીનો પ્રસગ આવતા ગભરાટથી હૃદય બધ પડી જાય દીવાનાપણુ પ્રાપ્ત થાય, વિષ કે ઝપાપાતથી આત્મહત્યા થઈ જાય એવા કોઇ પ્રસગ ત્હમારા જાણવામાં છે કે ? "

"એક નહિ ને એકવીસસો ! "

"બીજાની બાબતમા જે બની ચૂકયુ છે તે ત્હમારી બાબતમાં પણ બનવા સભવ ખરો કે ? "

"ખરેખર, બલ્કે વ્યાપારમાં પહેલુ દેવાળુ અને પછી લાભ એમ સ્હમજીને જ વ્યાપાર કરી શકાય "

"ત્હારે દેવાળુ કહાડીને કે આત્મહત્યા કરીને કે દીવાના બનીને પછી વ્યાપારના લાભોને કોણ ભોગવવાનું હતુ ? "

વ્યાપારી મ્હોટા વિચારમા પડી ગયો જ્ઞાનદેવ ભાવસિહનો હાથ પકડી ચાલવા લાગ્યો અને જતા જતા બોલ્યો " હમણાં જેમ વિચાર કરો છો તેમ ફરી વિચાર કરજો એક–બે નહિપણ ત્રણ વખત વિચાર કરજો –અને વિચારનોય અત લેજો ! "

વ્યાપારીને વિચારમા છોડી જ્ઞાનદેવે બજારના છેડા તરફ

રજૂ કરી અને પમદગી કરવાનો હક્ક પ્રતિપક્ષને સોપ્યો અનેક વખત પસદગી થતી, પણ મહી કરતી વખતે બાજી ઉથલાઇ જતી હમણા વળી—"

"હમણા તે એક નવી જ યોજના ત્હેના ભાગીદાર પાસે મજૂર કરાની લાવ્યો હતો અને ત્હેમા ત્હમારી કોઈ પ્રકારની સ્હાય લેવા આવ્યો હતો એમ જ હતું ને ?" જ્ઞાનદેવે વાત તોડી.

"આપનું અનુમાન બરાબર છે" વ્યાપારીએ ઉત્તર વાળ્યો

"અનુમાન પછી હવે ભવિષ્ય પણ કહીશ માંભળો, ત્હમારાથી તે કામ નહિ જ બને નહિ બને ત્હેના મંખ્યાબધ કહેવાતા મિત્રો, પ્રશસકો અને આભારમાં આવનારાઓથી પણ સાધનો છતાં, સહાયનો પ્રકાર સહિસલામત છતાં, અને કોઇ પણ જાતના જોખમ કે શ્રમ વગર બ નો વાળવાની કે હાથ ગખવાની સુંદર તક મળની હોવા છતાં એ કાર્ય કોઇથી બનવાનું નિર્માણ જ નથી"

"મહારાજ !"—વ્યાપારીએ દમ ખેચ્યો

"વૈશ્યોના હાથે બ્રાહ્મણનું બચવુ એ જ મ્હોટુ સંકટ ! કુદરતને તે પ્રિય નથી જ કુદરત ઇચ્છે છે કે તેણે સ્વબળ ઉપર ટકી રહેવુ અને તિતિક્ષાની તાલીમ લેવી. 'સમાધાન એ જ સત્યાનાશ, અને અત સુધી લડવુ યુદ્ધ એ જ વિજય'આ મત્યનું **અનુભવગમ્ય** જ્ઞાન આ પ્રસંગ દ્વારા જ ત્હેને મળશે. જે જાતનું કાર્ય કરવા, ત્હમે હમણા જણાવ્યુ તેમ, તેણે ૭ વર્ષનો ક્રમ યોજ્યો છે તે જાતના કામને માટે પત્થરનું હૃદય જોઇએ.' અને આ ઘટના એ ભૂમિકા આપવા અર્થે જ નિમાયલી છે ત્હમે એને 'જ્ઞાની' કહો છો તે ભૂલ છે, હજી તો તે માત્ર 'વિચારક' છે જ્ઞાની થવા પહેલા તો કાંઇ કાંઇ કિંમતો ભરવી પડશે મીત્રના દીવાનખાનાને પ થરનું બનાવવુ જોઇશે, પાણીનું બરફમાં રૂપાન્તર કરવુ જોઇશે, ઉંધે મસ્તકે ચાલતાં અને તે જ સ્થિતિમાં નાચતા શિખવુ જોઇશે —ત્યારે જ **જ્ઞાન** 'સત્' બનાવી

શકાશે અને મેળવી તથા જીરવી શકાશે જ્ઞાન 'સુખ માટે' છે એ પંડિતમન્યોની કલ્પનામાત્ર છે, વસ્તુત જ્ઞાન કોઈને પાલવે તેવી ચીજ જ નથી તે આગ છે, કાળનો કાળ વિકાળ ગક્ષમ છે એને મંઘરવાનો વિચાર કરવા પહેલા માણસે પ્રથમ મસ્તક એક બાજુએ મૂકવું પડે વ્યાપારમાં ત્હમે લોકો પરતંત્રતાથી જે સંકટો સહો છો તે કરતા અનેકગુણું વધારે સંકટ સ્વતંત્રતાથી સહો એટલું જ નહિ પણ ઉત્પન્ન કરીને સહો અને આગળ વધતા સંકટ અને આનંદ વચ્ચેની લીટી ઉડાડી દઈ બન્નેને એકાકાર કરો ત્હારે 'જ્ઞાની' બનો "

"એ તો મરીને સ્વર્ગ લેવા જેવી વાત થઈ મહારાજ! મુઆ પછી મળતી ચીજ કોણ ભોગવવાનું?"

"કોઈને વ્યાપારમાં આસમાની સુલતાનીનો પ્રસંગ આવતા ગભરાટથી હૃદય બંધ પડી જાય, દીવાનાપણું પ્રાપ્ત થાય, વિષ કે ઝંપાપાતથી આત્મહત્યા થઈ જાય એવા કોઈ પ્રસંગ ત્હમારા જાણવામાં છે કે?"

"એક નહિ ને એકવીસમો!"

"બીજાની બાબતમાં જે બની ચૂક્યુ છે તે ત્હમારી બાબતમાં પણ બનવા સંભવ ખરો કે?"

"ખરેખર, બલ્કે વ્યાપારમાં પહેલું દેવાળુ અને પછી લાભ એમ સ્હમજીને જ વ્યાપાર કરી શકાય"

"ત્હારે દેવાળુ કહાડીને કે આત્મહત્યા કરીને કે દીવાના બનીને પછી વ્યાપારના લાભોને કોણ ભોગવવાનું હતું?"

વ્યાપારી મ્હોટા વિચારમાં પડી ગયો જ્ઞાનદેવ ભાવસિંહનો હાથ પકડી ચાલવા લાગ્યો અને જતા જતા બોલ્યો "હમણાં જેમ વિચાર કરો છો તેમ ફરી વિચાર કરજો એક–બે નહિપણ ત્રણ વખત વિચાર કરજો,–અને વિચારનોય અંત લેજો!"

વ્યાપારીને વિચારમાં છોડી જ્ઞાનદેવે બજારના છેડા તરફ

ચાથના માડયુ ભાવસિંહ તો આ બધું જોઇ-સાંભળીને મુંગો જ બની ગયો હતો ત્હેનુ મનન અખંડ ચાલુ હતું. ગુરની બગલમા તે ચૂપચાપ ચાલ્યો જતો હતો પ્રતિક્ષણ ગુરૂ તરફની ત્હેની બહુમાનની લાગણીમા વધારો થતો જતો હતો

તેઓ પાંચેક મિનિટ ચાલ્યા હશે એટલામાં " મહારાજ ! કાંઇ ભિક્ષા લેશો ? " એવો ધ્વનિ આકાશમાંથી આવતો હોય તેમ ત્હેમના કાન સાથે અથડાયો ભાવસિંહે નજર ઉંચે કરી તો જોયુ કે ગજમહેલ જેવા ભવ્ય મકાનના ઝરૂખામાં ઉભેલી એક વીશ વર્ષની ખુબસુરત સ્ત્રી સ્મિતહાસ્યથી અને ભક્તિપૂર્વક ભિક્ષાનું આમંત્રણ કરી રહી છે રૂપ, કદ અને યૌવનનો અદેખાઈ ઉત્પન્ન કરે એટલો હિસ્સો મેળવવા ઉપરાંત તે જ ખજાનાના બળથી દ્રવ્યનો પણ ઘણો સારો હિસ્સો મેળવવા પામેલી આ નાજની ' ભક્તિજાન ' નામથી પ્રસિદ્ધ થયેલી એક નાયિકા અથવા નર્તકી હતી એ વાત ભાવસિંહથી અજાણી નહોતી

' શાહોના શાહને જગલાડીનું આમનણું ! " ભાવસિંહે હાસ્યપૂર્વક ગુરૂને ઉદ્દેશીને કહ્યુ " જોયું મહારાજ ? જોઇ નાયિકાની ધૃષ્ટતા ? "

જ્ઞાનદેવ કાંઇ બોલ્યો નહિ નાયિકાની સ્વમાનની લાગણી ખંડિત થવાથી તે ઝટપટ [illegible] ઉતરી [illegible] એટલા ઉપર ઉભી રહેલો છગડો [illegible] આગ[illegible] થી બાળી એ રીતે પોતાના અપમ[illegible] લેવા[illegible] [illegible]ુ જ્ઞાનદેવની દષ્ટિ પડતાં[illegible] [illegible] [illegible] ગઈ ને બોલી [illegible]

પગે પડે છે ! આ બે પ્રબળ શક્તિઓને પરસ્પરની ખૂરાઇ કરવી પાલવવી ન જોઇએ ! "

"વાહ રી શક્તિ !" ભાવસિંહે ઉત્તર આપ્યો. ' કઈ શક્તિ પર તું એક અસાધારણ મહાત્મા સાથે પોતાનો મુકાબલો કરવાની રોખી ફૂટે છે ? ક્યહા દુનિયાને ડૂબાવનારી એક રંડી અને ક્યહા દુનિયાને તારનારા એક મહાત્મા ? "

" જણાય છે કે આપે આજકાલમા જ ભેખ લીધો છે ! " ઠંડી મજાકના રૂપમા નર્તકી બોલી " એક દિવસ આપ પણ આ શક્તિને અનુભવથી પીછાનશો પણ આપે શુ કહ્યુ ?

' દુનિયાને ડૂબાવનારી ' કહી ? ઠીક, માની લો, પણ, ભોળા જવાન ! ત્હને શુ ખબર નથી કે ડૂબાવવુ પણ તાકાદ માગે છે ? જાણે છે તું કે ડૂબાવનાર જ ન હોત તો ' બચાવનાર 'મા બચાવવાની તાકાદ જ ક્યહાથી પ્રગટ થવા પામત ? સાભળ્યો છે એવો કોઈ પુરૂષ કે જે કદાપિ ડૂબ્યા વગર જ તરતાં શિખ્યો હોય ?

' ડૂબાવનારી ' એવુ નામ પાડતાં તો આવડયું પણ ડૂબાવનારીનો ગુપ્ત ગુણ જોતા ન આવડયો. ડૂબેલા તેમજ નહિ ડૂબેના કોઈ પણ ' તારનાર વહાણ 'ની જેટલી કદર નથી કરી શકતા તેટલી માત્ર ' ડૂબાવનારી નદી ' જ કરી શકે છે, કે જે નદી બધાને મરણ શરણ કરે છે પણ વહાણને તો પોતાની છાતી પર રાખે છે, ત્હેની ગતિને સરળતા અપે છે, અને ત્હેના લક્ષ્ય તરફ ધકેલે છે આટલી અસાધારણ કદરદાની 'ડૂબાવનાર' વર્ગમા છે તેથી જ તો સમાજ ત્હેનો બહિષ્કાર કરે છે અને એ રીતે અદેખાઈને તૃપ્ત કરે છે ! " જ્ઞાનદેવને ઉદ્દેશીને બોલી " મહારાજ ! આકાશ સમાન વ્યાપકભાવવાળા મહાપુરૂષના ક્રોધનું હું પાત્ર નથી હું જે છુ તે છુ, પણ મ્હારા ધર્મને હું બેવફા નથી જ એ આપને ભાગ્યે જ કહેવુ પડે. ભોજન નહિ તો નહિ, પણ એક યા બીજા પ્રકારની મ્હારી સેવા તો આપે સ્વીકારવી જોઇશે "

જ્ઞાનદેવે નર્તકીમા માયાનું પ્રતિબિંબિત્વ જોયું તેણીના દરેક શબ્દનું તેણે પોતાની યોગની ભાષામા ભાષાન્તર કર્યું અને આ ઘટનામાં વિશ્વયોજનાનો શુ આશય હતો તે જોઈ લીધુ એક ક્ષણભરના મૌન પછી તેણે પ્રાર્થનાના જવાબમા કહ્યું 'ત્હારી એવી જ ઇચ્છા છે તો તે પૂર્ણ થાઓ ! તું આપવા જ માગે છે તો ફક્ત રૂપિયો આપ-પણ તે ઉધાર આપ કારણ કે ત્હારી ચીજ લઇને પછી રહેવુ ક્યહા ? એ કરજ ફેડુ નહિ ત્યાં સુધી આ મ્હાગ શિષ્યને ત્હારી પાસે ગીરો મૂકુ છુ "

'મ્હોટી કૃપા થઈ, મહારાજ !" નાયિકા નમીને બોલી એમ તો એમ, કોઇ પણ રીતે મ્હારી સેવા સ્વીકારી એ જ મ્હારૂં અહોભાગ્ય માનું છુ "

ભાવસિંહની માનસિક સ્થિતિનો કોણ ચીતાર આપી શકે ? હજી તો સ્હવાર જ ગુરૂ* શિષ્ય તરીકેનો સંબંધ થયો છે એટલામા

* ગુરુ (ગુ=મલશુદ્ધિ કરવી + રુ=યુદ્ધ જગાડવું ) કોઈના હૃદયમાં સ્થાન લઈ ( પ્રમાદ અનિયમિતતા અને અજ્ઞાનને લીધે ) ત્યહા જામી ગયેલો મલ બહાર ધકેલી કહાડી પુન શુદ્ધ ( આરોગ્યવાન ) બનેલી હૃદયભૂમિકા પર પછી યુદ્ધ જગાડે તે આંતર્ અને બાહ્ય સૃષ્ટિ સ્હામે યુદ્ધ ખેલવાની મસ્તી જાગૃત કરનાર ખેલાડી એ જ 'ગુરૂ' એ યુદ્ધપિપાસા જ વિજય અને દિવ્યતા તરફ દોરી જનાર શક્તિ, અથવા જીવનનો ઉચ્ચાર્મા ઉચો 'અર્થ' હકીકતમા જીદગી એ નિરતર ચાલતુ યુદ્ધ છે (તેથી જ આ ધ્રુપાતીને 'કર્મભૂમિ' કહેવામા આવે છે ) સ્થૂલ અને સૂક્ષ્મ (ભાવ) સાથે પ્રતિક્ષણ મનુષ્ય અથડામણમા આવે છે, એ અથડામણ જ એના આરોગ્યને જાળવી રાખનારી કસરત છે અને એજ વળી વધુને વધુ વિકાસ આપનાર અને વધુ ને વધુ પાવરની વિદ્યુતનો સચાર કરાવનાર યોજના' છે સ્વચ્છદ અને સ્વાતંત્ર્યનો વિવેક નહિ સ્હમજી શકનાર મનુષ્યમા અમા મુધીભર્યા વર્તનને પરિણામે સ્થૂલ તેમજ સૂક્ષ્મ વિકાર ભરાઈ જામી ગયા હોય છે અને તેથી એની 'નીતિ' પસદ કરનારી બુદ્ધિ પોતે જ પ્રથમ તો આરામ અને સહીસલામતીને—'રમત (વિલાસ) અને યુદ્ધને સ્થાને—'દેવ' અથવા 'ધ્યેય તરીકે આપે છે મનુષ્યજાતિનો મ્હોટો ભાગ આવો

તો ગુરૂ ત્હેને–એક જીવતા જાગતા અને વળી સ્વમાનથી ઓતપોત એવા મનુષ્યને–એક જડ પદાર્થની માફક ગીરો મૂકે છે, અને તે પણ એક નાયિકાને ઘેર ! ખૂબી તો એ છે કે એને પોતાને પૂછતા

'બીમાર છે, અને આશ્ચર્ય તો એ છે કે બીમારો વળી વૈદ્યનાય પરીક્ષક બનવા માગે છે! ખરો વૈદ્ય તે છે કે જે દરદીને કાર્ય–કારણના સબધના ગુહ્યમા નહિ લઈ જતા ઇચ્છિત પરિણામ ઉપજાવવાના ગુણવાળી ક્રિયા જ ત્હેના ઉપર કરે છે ન્હાની પણ ભયાનક વિગ્રહ મચાવનારી એક ગોળીને તે દરદીના મતસમૂહની મધ્યમા ધકેલે છે, કે જે ગોળી પ્રવેશ પામતા જ ઉથલપાથલ કરવા મડી પડે છે અલબત તેથી પહેલી અસર તો, સૂતેલા મલ રૂપી શત્રુને જગાડવા રૂપે જ થાય છે પછી તે મલ પાછે પગલે નાસે છે વિદેશી અને વિજાતીય તત્ત્વો દૂર થતા ભૂમિકા શુદ્ધ અથવા સ્વાભાવિક સ્થિતિવાળી બને છે હવે એમા વિદ્યુત્ જગાડવાનુ કામ માત્ર કરવાનુ રહે છે, અને તે કાર્ય યુદ્ધવૃત્તિ ('will to conquer') પ્રેરવાથી જ બનવા યોગ્ય છે તે શુભ આશયથી ગુરૂ શિષ્યને મનાવે છે કે " જે કાઈ દશ્ય છે તે સર્વનો હુ 'દ્રષ્ટા' છે સર્વ 'ભોગ્ય' છે, હુ 'ભોક્તા' છે સર્વ ત્હને ખાઇ જશે એ ભ્રમમૂલક ડરને સ્થાને સર્વનો હુ ભોક્તા છે—સર્વ પર ત્હારો અધિકાર છે—અને તે અધિકાર પણ કોઈ પાસેથી મેળવવાનો નહિ પણ સ્વભાવસિદ્ધ છે " શિષ્યમા હુ ની 'ખાનદાની' પ્રગટે છે અને તે નવા નવા યુદ્ધ માટે—માત્ર પોતાની વિજિગીષા (જયપિપાસા) તૃપ્ત કરવા ખાતર, માત્ર પોતાની અમીરી સાબીત કરવા ખાતર—તલસતો બને છે એ તલસવુ—એ યુદ્ધપિપાસા જેમ જેમ ખીલતી જાય છે તેમ તેમ સમષ્ટિમા રહેલી શક્તિનો વધુ ને વધુ સચાર ત્હેનામા થવા પામે છે આમ થવામા ગુરૂની ડખલગિરિ કે સહાયની અપેક્ષા નથી રહેતી,—તે તો મલશુદ્ધિ કરીને, ડાયનેમો ચાલુ કરીને, યુદ્ધ જગાડીને જ દૂર ખસી જાય છે એવો તે 'ખેલાડી' હોય છે (તેથી જ તો ગુરૂ' ને 'ઉસ્તાદ,' 'બાજીગર, 'રમૈયો,' 'રામ, બે પક્ષની વચ્ચે રહી યુદ્ધ જગાડનાર અને બન્નેને પોતાનુ બળ ધીરનાર વગેરે ઉપનામ અપાયા છે ) વધુ ને વધુ તીવ્ર બનતી યુદ્ધપિપાસા આખરે 'તૃપ્તિ' મા હારી જાય છે તે સ્થિતિ એ છે કે જ્યહારે દિવ્યતાથી ઓતપ્રોત બનેલાને મનુષ્યતે કશામા અને કોઇ સ્થાને 'નવીનતા' દેખાતી નથી, એટલે છેવટે કહે છે કે "હુ જ एक ધુ બીજુ

પણ નથી ! એની સ્વમાનની લાગણી ઉશ્કેરાઇ ગઇ, ક્રોધ રગે રગે વ્યાપી ગયો પોતે કરેલા ગુનામીખત માટે પોતા ઉપર પણ પુષ્કળ તિરસ્કાર થવા લાગ્યો

---

કાઇ છે જ નહિ હુ બેઠું પણ કોને, જ્યારે 'કોઇ' જ નથી ? ' એને બધુ કેવળ 'એક' લાગે છે ત્હેની ઇચ્છા સિદ્ધ થઈ ચૂકી છે દેહ કાયમ રહો યા એના ઉત્પત્તિસ્થાનમા ભળી જાઓ એ બે વચ્ચે પણ પસંદગી એને પાલવતી નથી

'કીડા' માથી 'દેવ બનવાની આ સમસ્ત ક્રિયા સમજવાનો યત્ન કરનાર જોઈ શકશે કે ગુરુ નામના સંસ્કૃત શબ્દમા વસ્તુત કાઈ વિલક્ષણ જ અર્થ સતાયલો પડયો છે 'દયા' કરી 'બચાવે તે ગુરૂ, હાથ પકડી નદીપાર કરે તે ગુરૂ, પોતે વહાણ બની શિષ્યને ઉપાડી સંસારસમુદ્રના મોજાથી જરા પણ તકલીફ ન થાય એવી રીતે કીનારે પહોચાડે તે જ ગુરૂ ઇત્યાદિ જે માન્યતાઓ ધર્મપંથોવાળાઓમા આજકાલ પ્રચલિત છે તે માત્ર સમાજ રૂપી 'વાડી ની 'વાડા (બાજરૂ) જેવી થઈ પડેલી સ્થિતિ જ સૂચવે છે શક્તિને લીધે પ્રસન્નવદન એવા ગુલાબી મનુષ્યોની જગાએ આજે સમાજ વાડીમા સ્થૂલ અને સૂક્ષ્મ વિષ્ઠાથી ઠાંસી ભરેલા 'કીડા ઓ ઉભરાવા લાગ્યા છે અને 'કીડા ઓની 'ભાવના (Ideal) અને ધર્મ (પ્રકૃતિ) સુખ શીખીઆપણુ અને પેટ ચાલીને પાત્ર છત્તરને વળગી રહેવુ એ સિવાય અન્ય હોવા સંભવ જ નથી કીડાઓના લોગે થોડા દેવો જ માવવા અને વિકસાવવા એ જ આવતી કાલના ધર્મગુરૂનો ગુરુમંત્ર હોવો જોઇએ તેણે સમાજને માટીથી વધુ કિંમતી નહિ એવો એક 'પદાર્થ' માની, ખૂદી, ટીપી, આગમા નાખી ઈચ્છા મુજબના પાટ ઓપનાર 'કુભાર' (બ્રહ્મા) બનવુ જોઇયે લોખંડના 'ભેદોળ'—'અર્ધ' વ રેના ટુકડારૂપ વ્યક્તિને લાલચોળ કરનાર અગ્નિ બનવુ જોઇયે એટલુ જ નહિ પણ એરણુ તેમજ હથોડો પણ બનવું જોઇયે અને તેટલેથી પણ બસ થશે નહિ તૈયાર થયેલા વિવિધ ઘાટોને પાછા સમાજમંદિરમા જૂદી જૂદી જગાઓ નક્કી કરી આપવી જોઇયે બર્ગર, પીલર, મીલઅર્ક, ખીલો ઇત્યાદિ કાર્યસાધક નામ-રૂપ આપી તે તે કામોમા યોજવા જોઇયે એટલી નિપુણતા એટલી દીર્ઘ દ્રષ્ટિ, એટલી યોજકશક્તિ જે અસાધારણ પુરૂષમા હોય તે જ 'યુગપુરૂષ' ર કીડા

" મહારાજ ! " એક શબ્દ મ્હોમાંથી રાડની માફક નીકળી પડયો અને પછી પ્રવાહ અટકી ગયો, અને ત્હેની જગ્યાએ મનનનો પ્રવાહ શરૂ થયો

" દોષ કોનો ? જ્ઞાનદેવનો કે જેણે મ્હને ગીરે મૂકયો, કે મ્હારો કે જેણે ત્હેની ચેતવણી છતા પોતાની સ્વતન્તતા ત્હેને હસ્તક કરી ? અને જો દોષિત હું જ છુ તો બીજા ઉપર ગુસ્સો કરવો ગેરવાજબી નહિ તો निष्फळ તો જરૂર છે હ, પણ જ્ઞાન દેવે જ સ્હવારે મ્હને શિખ યુ હતુ કે " પીડાની પરવા ન કરવી એ અવશ્ય શુભ ચિહ્ન છે, પણ ક્રિયા સ્હામે પ્રતિક્રિયા કરવા તુરત તૈયાર થઇ જવુ, સ્થિરતા ' જાળવી ન શકવી, એ નબળાઈ છે એમ તો એક નિર્બળ પતગીઉ પણ કાયા હોમી શકે છે —એમા કાંઇ મહત્ત્વ નથી સ્થિરતા સાથે નિડરતા જ્હારે કેળવાય ત્હારે જ

---

ઓના ભોગે એકાદ 'વિચારક' પાકી અને ટકી રાકે, અને હજારો વિચારકોના ભોગે એક 'યુગપુરૂષ' નુ અસ્તિત્વ શક્ય થાય કેવો ગજબનો ભોગ ! અને કઈ પ્રજા રાજીખુશીથી-સ્વ ઇચ્છાથી-એવો મહાન ભોગ આપવા તૈયાર થાય ? બલિહારી છે તે સમાજસ્થાઓની કે જેમણે રાજાને, પડીતને, યોદ્ધાને, વ્યાપારીને, સેવકને સર્વને માથે-જો કે ભિન્ન ભિન્ન રૂપમા-યજ્ઞ ફરજયાત ઠોકી બેસાડયો છે ખરેખર વ્યક્તિ માત્રનું ' फर्तव्य ' ' આત્મભોગ ' અથવા ' યજ્ઞ જ છે, છે નહિ તો હોવું જોઈએ, કે જેથી યજ્ઞકુડમાથી બળતી જ્વાળા સમાન યુગપુરુષ અથવા પુરુષોત્તમ પ્રગટવાનું શક્ય બને 'સાધારણ અને 'અસાધારણ'ના યજ્ઞ વડે જ વિશ્વનુ અસ્તિત્વ ટકી રહે છે સાધારણ વર્ગને યજ્ઞ દવા અથવા 'પુણ્ય' રૂપે જ જાળે ઉતારવો પડે છે અને અસાધારણમા યજ્ઞ પ્રકૃતિરૂપે હોય છે સાધારણ વર્ગનો યજ્ઞ 'અસાધારણ'ને જન્માવે છે અને અસાધારણનો યજ્ઞ સાધારણ વર્ગનો ઉત્કર્ષ કરે છે બન્નેના યજ્ઞના પ્રકાર અલબત ભિન્ન હોય અસાધારણને રાજ્ય કરવુ પડે એ પણ એને મન 'ભોગ (sacrifice, condescension) છે, સાધારણને અસાધારણની સેવાના ખપી જવાનું પ્રાપ્ત થાય એ પણ એને મન 'સદ્ભાગ્ય' છે

મનુષ્ય દિવ્ય બને-'દેવ' બને " બળ ધરાવવું અને બળના ઉપર પણ પોતાની એક ( કાબૂ ) ધરાવવી એનું જ નામ ખરી મરદાઇ, નહિ તો પોતાની મિલ્કત રૂપ બળ જ પોતા ઉપર સ્વામીત્વ ધરાવનાર થઈ પડી પોતાને ગુલામ બનાવે, એ સૂત્ર શિખવનાર તો જ્ઞાનદેવ જ છે, તો પછી એના ઉપર શંકા કરવાનો મ્હને શું હક્ક? મ્હારી પાસેથી એને શું સ્વાર્થ સાધવાનો હતો? શું સ્વાર્થ સાધવો **સમ્ભવિત** છે? પોતાની રીવૉલ્વર મ્હને આપી એણે જ શું મ્હને ત્હેના ઉપર તાકવા નહોતું કહ્યું? અત્યારે તે મ્હને એક નાયિકાને ઘેર ગીરો મૂકે છે ત્યારે શું એ કંઇ બરફ જેવા મનુષ્યને એ ભાન નહિ હોય કે હું સ્વમાનનું પૂતળું છું અને મ્હારા ખીસ્સામાં ત્હેની જ આપેલી રીવૉલ્વર છે? અને એ બન્ને બાબતનું ભાન છતાં તે મ્હોટું જોખમ ખેડે છે અને તે પણ કેટલી નિડરતાથી અને શાન્તિથી? આ પ્રશાન્ત ચેષ્ટા શું મ્હારા ઝનુનની મશ્કરી નથી?—મ્હને મુગ્ધ શિક્ષણ નથી?"

વળી વિચારો પલટયા "નહિ, વિચારો કરવા એ જ શક્તિ ગુમાવવા બરાબર છે વિચારો મ્હને કાયર બનાવશે, મ્હારૂં પુરૂષત્વ લૂટાવશે સ્વાભાવિક સ્ફુરણને રોકવું નહિ એમ તો જ્ઞાનદેવે જ મ્હને નહોતું કહ્યું શું?"

પણ વળી બીજો પલટો શરૂ થયો "પણ જ્ઞાનદેવ પોતે શું કરે છે? એની પ્રવૃત્તિ તેમજ એની નિવૃત્તિ એના ઉપર સ્વામિત્વ ભોગવે છે કે તેઓ તેની આજ્ઞાનુસાર આવ-જા કરે છે? સ્પષ્ટ દેખાય છે કે કોઈ પણ ક્રિયા સ્હામે પ્રતિક્રિયા કરવામાં તેમજ ચુપકી જાળવી રાખવામાં તે **સ્વતન્ત્ર** છે, અને એ **સ્વતન્ત્રતા** પણ કાંઇ વિચાર કે મનનથી તે વખતે જ પેદા કરવામાં આવતી ચીજ હોય એમ નથી દેખાતું, પણ એની પ્રકૃતિરૂપ હોય એમ જણાય છે એ પોતે જ જાણે **સ્વતન્ત્રતા** હોય અને એ સ્વતન્ત્રતામાંથી જ જ્યારે જરૂર હોય ત્યારે પ્રવૃત્તિ અને બીજે વખતે

નિવૃત્તિ આપોઆપ વહેતી હોય, એમ સ્પષ્ટ દેખાય છે વિચા રનો એટલે કે બુદ્ધિનો પ્રયત્ન થતો હોય એવુ તો કાઇ દેખાતું નથી, તે છતા એની કોઇ પણ ક્રિયા બુદ્ધિની ગેરહાજરી પણ બતાવતી નથી એ પરથી સ્હમજી શકાય છે કે બળ તેમજ બુદ્ધિ બન્ને એણે એટલા પ્રમાણમા ખીલવ્યા છે કે તેઓ પૈકી કોઇને જગાડવા અને ઉપયોગમા લેવા વખતે લેશમાત્ર જ પ્રયત્નની જરૂર રહે, ત્હેમની સાથે લાબો વખત વાદવિવાદ કે ચર્ચા કરવાની કે ત્હેમને આજીજી કરવાની જરૂર ન પડે અને એનો કાઈ અર્થ હોય તો તે એ જ કે એણે પ્રચડ અને નિરતર તાલીમ' થી બળને અને બુદ્ધિને વિકસાવ્યાં છે તેમજ 'કેળવ્યા છે–આજ્ઞાધીન બનાવ્યા છે બળ અને બુદ્ધિ એની પાખો બની છે, કે જે પાખો ત્હેના સ્વામીની ઇચ્છા થાય ત્હારે જ એને ઉડાડે છે, અન્યથા એને અક્રિય રાખે છે,–એટલું જ નહિ પણ એની અક્રિય સ્થિતિ વખતે પણ એ પાખો એની આજ્ઞાની રાહ જોતી તૈયાર જ પડી હોય છે એના બળ અને બુદ્ધિને 'તાલીમ' મળી છે એ જ એની વિશેષતા છે મ્હવારે વાતવાતમા તે કહી જતો કે ' अस्यासने હટાવવા અને अभ्यासनું ચાલુ સેવન કરવુ " એ કથનનું રહસ્ય અત્યારે સ્હમજી શકાય છે બળને કે બુદ્ધિને ખુજલી થવાથી તે કૂદાકૂદ કરી આપણને ગતિમાન બનાવે એનું નામ જ 'અધ્યાસ' અને બળને કે બુદ્ધિને ખુજલી થવા જ ન પામે એવા નિરોગી બનાવી આપણી ઇચ્છા થાય ત્હારે જ અને તેવી જ જાતની તેઓ ગતિ કરે એવુ પરિણામ ઉત્પન્ન કરવાનો પુરૂષાર્થ એ જ 'અભ્યાસ' અધ્યાસનુ સંતાન 'ગુલામી' અને અભ્યાસનું ફળ 'સ્વતત્રતા' એટલું જ નહિ પણ એ સ્વતત્રતા એટલે જ સાત્ત્વિક બળ અને સાત્ત્વિકબુદ્ધિનું જોડાણ ધર્મપથોને વગર સ્હમજે માનનારાઓ પુણ્ય અને પાપની જે વાતો અહોનિશ કર્યા કરે છે તે પુણ્ય અને પાપનું પણ છૂપું રહસ્ય હવે મ્હારી નજર સ્હામે ખુલ્લું થાય છે

જ્ઞાનદેવ જેને 'અભ્યાસ' કહે છે તે જ પથીવાળાનું "પાપ"-પતન કરાવનાર તત્ત્વ, અને તે જેને 'અભ્યાસ' કહે છે તે જ તેઓનું 'પુણ્ય'-નિર્ભય કરનાર તત્ત્વ. બહારગી એટલે પાપ વિરુદ્ધ પુણ્યનું નિરંતર યુદ્ધ અથવા તાલીમખાનું દુનિયા એટલે સમુદ્રનું-સમષ્ટિનું-ઇશ્વરનું તાલીમખાનું "

મનન સમાપ્ત થયુ નિશ્ચય થયો કે હમણા જે ત્હેના ઉપર બની રહ્યું હતું તે બીજું કાંઇ નહિ પણ ત્હેને તાલીમખાનામા મોકલવાનું જ કામ હતું

જે કાંઇ થાય તે થવા દેવુ અને જોયાં કરવુ એવા નિશ્ચય પૂર્વક તે સ્થિર થઈ ઊભો

' કેમ, શું ભાવ છે ? ભાવસિંહ ! " ગુરૂએ મનનનું પરિણામ જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કર્યો

' ભાવ-અભાવ ગુરૂના ચરણમાં મૂકી ભાવસિંહ હવે બોજા વગરનો-હલકો ફૂલ જેવો-બન્યો છે, મહારાજ ! " ઉત્તર મળ્યો

" બહુ સારી વાત છે " ગુરૂ બોલ્યા: " તું મ્હારી સાથે આડો નહિ થા એવી ખાત્રી તો મ્હને મૂળથી જ હતી, પણ હું જે ખાત્રી માંગુ છુ તે એ છે કે જે નાયિકાને હમણા મ્હારી જગાએ સ્થાપું છુ, જહેની આજ્ઞામાં ત્હને સોંપું છુ, ત્હેની સ્હામે તું માથુ ઉંચકી બતાવવાનું નહિ કરે, અને હું જાતે હાજર થઇ મ્હારૂં લ્હેણુ ચુકાવી ત્હને તેણીના કબજામાથી છૂટો કરૂં નહિ ત્હાં સુધી તું નાયિકાને ગુરૂસ્થાને માની એની આજ્ઞામા વર્તશે. "

"વર્તવુ-ન વર્તવુ એ સર્વ આપને જ સ્વાધીન હોય કેમ વર્તીશ કે કેમ નહિ વર્તું એ બાબતની ખાત્રી આપ જ આપી શકો મહારાજ ! હું તો માત્ર આપ અધિષ્ઠાનને વળગી રહેવાનું જાણું '

' પણ કવચિત્ કવચિત્ અધિષ્ઠાનરૂપી સ્થિર અને ઉંચા સ્થળને છોડી પક્ષી ખુશી હવામાં ફરવા ઉડી જાય છે એ પણ ખરૂંને ? "

" ખરૂ મહારાજ ! પણ તે ઉડવુ પણ પહેલા કરતા બેવડી ગરજથી સ્થભને વળગવા માટે જ કિનારો તો દેખાય તેમજ નથી, અને ઉડવાની શક્તિ કાંઈ અમર્યાદિત નથી, તેથી ઉડી ઉડીને પણ આખરે થાકી–મુઝાઇ મૂળ ઠેકાણે આવી બેસવા સિવાય છૂટકો જ ક્યહાં થાય તેમ છે ? "

ગુરૂ ક્ષણભર ખુલ્લાં નેત્રે સમાધિસ્થ થયા જોવાનુ હતું તે જોઈ લીધુ અને પછી જાગૃતિમા આવી બોલ્યા " હાલ એ જ નિશ્ચય બસ છે પછી સમય સમયનું કામ પોતે જ કરશે બેટા ! ત્હારા નિશ્ચયને મ્હારા આર્શિવાદ છે ! "

અને તુરત જ્ઞાનદેવ ત્વરિત ગતિથી એ સ્થાન છોડી ગયો અને જોતજોતામા અદ્દશ્ય થયો નાયિકાને તેઓ વચ્ચેની વાતચિત અર્થવગરની લાગતી હતી તેણે તો એમા જ ખુશાલી માની કે પોતાનું અપમાન કરનારને પોતાના ગુલામ તરીકે ખરીદી શકવાથી ત્હેની પાસે પરાજયના એકરાર કરાવવાની એક કિમતી તક મળી છે જ્ઞાનદેવના હાથમા રૂપિયો મૂકી ત્હેને વિનય કર્યો કે તુરત જ તેણીએ માલેખહકનો અમલ શરૂ કર્યો " ભાવા ! સાંજ પડવા આવી છે, દીવાનખાનામા ઝાડુ માર અને પીકદાનીઓ સાફ કર રાત પડશે ને પેટ ખાણુ માગશે, હવે કાંઈ ભીખથી પેટ ભરવાનું નથી "

" નમું છુ " એવો શબ્દ પણ મનમા જ બોલી ભાવસિહ તેણીની પાછળ પાછળ ઘરમા ગયો

---

## પ્રકરણ ૩ જુ

—

## नायिकागृहे.

ભાવસિંહની નવી દુનિયા અથવા ભ્રમિતજનની મહેલાત સઘળી સગવડોથી ભરપૂર વિશાળ અને ચિત્તાકર્ષક હતી આપત્તિ પ્રસંગે સ્વરક્ષાર્થે છૂપાવાનાં ભોંયરાં એમાં હતાં તેમજ ઉંચે સ્થાનેથી વિશાળ આકાશ અને પૃથ્વીપરનો તમાશો જોવા માટે અગાસીઓ પણ હતી રસોડાં, ભોજનગૃહ, નૃત્યશાળા, શયનગૃહ, દીવાનખાનાં ઇત્યાદિ ત્હેના વિવિધ ખંડોની સ્વચ્છતા અને શોભાની તો વાત જ શી કરવી પણ એમાંના સંડાસ પણ કિંમતી આરસના બનેલા હોઇ સુગ્રાસ મનુષ્યના દિવાનખાનાં કરતા પણ વધુ સ્વચ્છ હતાં ખાદ્ય પદાર્થો અને પીણાં, મુખવાસ અને સુગંધીઓ, વસ્ત્રો અને અલંકારો, વધ્યાઓ અને બેડિઓ, વાજીંત્રો અને ખેલની સામગ્રીઓ—એ સર્વની અનેક વિવિધતાઓથી

આ સ્થાન ભરપૂર હતું ભક્તિજાનના એક શબ્દ પર મરી પડવાને તૈયાર એવી દાસદાસીઓ અને ઉસ્તાદોની એક ન્હાની સરખી ફોજ પણ હતી પરન્તુ મરી પડનારાઓની સખ્યા કાંઈ એટલેથી બસ થતી નહોતી દર રાત્રીએ કેટલાએ યુવાનો—રે કેટલાએ વૃદ્ધો પણ—સલામી ભરવા હાજર થતા અને તેણીના બેચાર બલકાર એકાદ દષ્ટિપ્રહાર કે એકાદ રમતિઆળ સ્મિતથી પોતાનો પરાજય સ્વીકારી ખડણી ભરી ‘ આફ્રીન ’ કહી રસ્તે પડતા પડિતાઇનો, પવિત્રતાનો કે દરજ્જાનો ઘમડ કરતા અને મૂછ પર લીંબુ રાખી ફરતા કેટલાએ મહાનુભાવો તથા પ્રત્યાઘાતની પ્રકૃતિવગરની પ્રજા ઉપર હાથ ચલાવવામા બહાદૂર એવા કેટલાએ હાઇનેસો, કુવર સાહેબો જમીદારો અને જમાદારો તેણીની તહેનાત માટે ઉમેદવારી અને હરિફાઇ કરતા અને એ સર્વને ન્યાય આપવા ખાતર કહેવુ જોઇએ કે ભક્તિજાનની ફૂદકા મારતી યુવાની ખરેખર સૌદર્ય, લાવણ્ય અને કલાના કુવારારૂપ જ હતી

ભાવસિંહે પોતે જ્ઞાનદેવને જણાવ્યુ હતું તેમ, તે હજી સુધી સ્ત્રીજાતિનું અવલોકન કરવા પામ્યો ન હતો મજુરી કરવા જતો ત્હારે અને ભિક્ષાપ્રસગે સ્ત્રીઓના ચહેરા ત્હેની નજરે પડતા ખરા, પરન્તુ સહવાસ કે સમીપવાસના અભાવે તે તે વર્ગના ગુણ કર્મ અને તાકાદનુ માપ કહાડી શકયો નહોતો જે જે સ્ત્રીઓ તેણે આજસુધીમા જોઈ હતી તેઓ ગૃહિણીઓ હોય સમાજરૂપી કડીઆના કાનુનરૂપી ટાકણાથી ઘડાયલી નનાનડી મૂર્ત્તિઓ હતી પરન્તુ હમણા તે એક એવી સ્ત્રીના સહવાસમા મૂકાયો હતો કે જે સ્ત્રી સમાજ અને સમાજના કાનુન અને ત્હેમની અસરોથી સ્વતત્ર હોઈ મૂળ પ્રકૃતિરૂપે હતી તેણી પોતાની આજ્ઞાનો અનાદર સાખી શકતી નહિ, અને હ'ની સાક્ષાત્મૂર્ત્તિ હતી. બધાને આજી નાખવા અને કોઇથી અજાણુ નહિ એ ત્હેનો સ્વભાવ હતો નિત્ય નવા શિકાર પકડવાની તાલાવેલી એનામા સહજાસહજ

## પ્રકરણ ૩ જું

## नायिकागृहे.

આ વસિહની નવી દુનિયા અથવા ભિસ્તિજાનની મહેલાત, સઘળી સગવડોથી ભરપૂર, વિશાળ અને ચિત્તાકર્ષક હતી આપત્તિ પ્રસંગે સ્વરક્ષાર્થે છૂપાવાના ભોંયરા એમા હતાં, તેમજ ઉંચે સ્થાનેથી વિશાળ આકાશ અને પૃથ્વીપરનો તમાશો જોવા માટે અગાશીઓ પણ હતી રસોડાં, ભોજનગૃહ, નૃત્યશાળા, શયનગૃહ, દીવાનખાના ઇત્યાદિ તેના વિવિધ ખંડોની સ્વચ્છતા અને શોભાની તો વાત જ શી કરવી પણ એમાના સંડાસ પણ કિંમતી આરસનાં બનેલા હોઇ સરેરાસ મનુષ્યના દિવાનખાનાં કરતાં પણ વધુ સ્વચ્છ હતાં. ખાદ્ય પદાર્થો અને પીણાં મુખવાસ અને સુગંધીઓ વસ્ત્રો અને અલંકારો, શય્યાઓ અને બેઠકો, વાજીંત્રો અને એની સામગ્રીઓ—એ સર્વની અનેક વિવિધતાઓથી

આ સ્થાન ભરપૂર હતું ભક્તિજાનના એક શબ્દ પર મરી પડવાને તૈયાર એવી દાસદાસીઓ અને ઉસ્તાદોની એક ન્હાની સરખી ફોજ પણ હતી, પરન્તુ મરી પડનારાઓની સંખ્યા કાંઈ એટલેથી બસ થતી નહોતી દર રાત્રીએ કેટલાએ યુવાનો—રે કેટલાએ વૃદ્ધો પણ—સલામી ભરવા હાજર થતા અને તેણીના બેચાર લલકાર, એકાદ દષ્ટિપ્રહાર કે એકાદ રમતિઆળ સ્મિતથી પોતાનો પરાજય સ્વીકારી ખંડણી ભરી ‘ આફ્રીન ’ કહી ગસ્તિ પડતા પંડિતાઇનો, પવિત્રતાનો કે દરજ્જાનો ધમંડ કરતા અને મૂછ પર લીંબુ રાખી ફરતા કેટલાએ મહાનુભાવો તથા પ્રત્યાઘાતની પ્રકૃતિવગરની પ્રજા ઉપર હાથ ચલાવવામાં બહાદુર એવા કેટલાએ હાઇનેસો, કુંવર સાહેબો, જમીદારો અને જમાદારો તેણીની તહેનાત માટે ઉમેદ-વારી અને હરિફાઇ કરતા અને એ સર્વને ન્યાય આપવા ખાતર કહેવું જોઇએ કે, ભક્તિજાનની ફૂદકા મારતી યુવાની ખરેખર સૌંદર્ય, લાવણ્ય અને કલાના કુવારારૂપ જ હતી

ભાવસિંહે પોતે જ્ઞાનદેવને જણાવ્યું હતું તેમ, તે હજી સુધી સ્ત્રીજાતિનું અવલોકન કરવા પામ્યો ન હતો મજુરી કરવા જતો ત્હારે અને ભિક્ષાપ્રસંગે સ્ત્રીઓના ચહેરા ત્હેની નજરે પડતા ખરા, પરન્તુ સહવાસ કે સમીપનાસના અભાવે તે તે વર્ગના ગુણ કર્મ અને તાકાદનું માપ કહાડી શક્યો નહોતો જે જે સ્ત્રીઓ તેણે આજસુધીમા જોઈ હતી તેઓ ગૃહિણીઓ હોઇ સમાજરૂપી કડીઆના કાનુનરૂપી ટાંકણાથી ઘડાયલી મનાવટી મૂર્ત્તિઓ હતી પરન્તુ હમણા તે એક એવી સ્ત્રીના સહવાસમા મુકાયો હતો કે જે સ્ત્રી સમાજ અને સમાજના કાનુન અને ત્હેમની અસરોથી સ્વતંત્ર હોઈ મૂળ પ્રકૃતિરૂપે હતી તેણી પોતાની આજ્ઞાનો અનાદર સાંખી શકતી નહિ, અને હઠની સાક્ષાત્મૂર્ત્તિ હતી બધાને આજી નાખવા અને કોઇથી અંજાવું નહિ એ ત્હેનો સ્વભાવ હતો નિત્ય નવા શિકાર પકડવાની તાલાવેલી એનામા સહજાસહજ

ફૂદાફૂદ કરી રહેતી અને એ ફૂદાફૂદે જ એને અસાધારણ નર્તકી બનાવી હતી

ભાવસિંહ ગુરૂઆજ્ઞાને અનુસરી તેણીને પ્રસન્ન રાખવાના સંકલ્પપૂર્વક તેણીની દરેક આજ્ઞા માથે ચ્હડાવતો એટલું જ નહિ પણ આજ્ઞાની ગેરહાજરીમાં પણ જે કામ કરવા જેવું જણાય તે આપોઆપ કરી લેતો. ઝાડુ કઢાવવા જેવી ક્ષુદ્ર સેવા તેમજ નોકરવર્ગને અને બીજાઓને પ્રસન્ન રાખવાની કાળજી પણ તે ચૂકતો નહિ. જાણે કે આ સેનાની કદર કરતી હોય તેવો દેખાવ કરવા માટે તેણીએ આસ્તેઆસ્તે ભાવસિંહને અપાતા ખોરાક અને પોશાકમા સુધારો કરવા માંડ્યો હતો અને એક પખવાડીઆના અંતે તો ત્હેને ઠેવસટાઉ જેવા પોશાક આપી પોતાની નજીકમાં પોતા માટે થતા ખાસ ભોજનનો હિસ્સો જમવાની આજ્ઞા કરી હતી આ કૃપા બીજાં નોકરવર્ગમાં ઈર્ષા ઉત્પન્ન કરનાર પણ થઇ પડી. ભાવસિંહ એ ઈર્ષાને ગણકારતો નહિ તેમ ભક્તિજનની આ દેખાતી કૃપાથી પણ ખુશાલી માનતો નહિ. એથી ઉલટું, નિત્ય નવા આશકોની સાથે તેણી જે હાસ્યવિનોદ કરતી તે જોઈ ભાવસિંહના દીલ પર જબરો આઘાત થતો, અને ઘૃણા થઈ આવતી, સૂગ ચ્હડતી, ઉચળી' આવતી આવી નર્તકીની આજ્ઞામાં વસવાનું પ્રાપ્ત થયું એ ખ્યાલ ત્હેને કોઈ કોઈ વખત બહુ જ દુઃખી કરતો પરંતુ તેવે પ્રસંગે તે ગુરૂઆજ્ઞા અને ગુરૂને આપેલું વચન યાદ કરતો અને ભક્તિજનમા ગુરૂભાવના ખડી કરતો, જેથી એનો ક્ષોભ દૂર થતો ગુરૂ શા માટે અમુક વર્તન કરે છે તે જોવાનું કામ શિષ્યનું નથી એ વિચાર આવા પ્રસંગે ત્હેની 'ઉચળી'ને શાન્ત કરનાર તેલની ગરજ સારતો જેમ જેમ આ વિચારની મદદ લેવાના પ્રસંગ વધવા લાગ્યા તેમ તેમ એને સમજાતું ગયું કે ઉચળી એ કોઈ 'ચીજ' નહોતી, ચીજમાંથી ઉછળેલું 'મોજું' માત્ર હતું અને 'વિચાર' પણ કોઈ 'ચીજ' નહિ પરંતુ મોજાની દવા માત્ર

છે ઉચકી તેમજ વિચાર બન્ને આદિ–અંતનાળા હોઇ મૂળતત્ત્વથી ભિન્ન છે બન્નેનુ અસ્તિત્વ સાપેક્ષ (relative) છે જ્યહા સુધી ઉચકી દેખાય છે, ત્ય્હા સુધી વિચારનું અસ્તિત્વ જરૂરનુ છે જ સમુદ્રની સપાટી પર સ્પર્શ કરતો પવન અને દૂરથી અસર કરતો સૂર્ય જ્યહા સુધી હયાતી ધરાવે છે ત્ય્હા સુધી સમુદ્રમા મોર્જા થવાના જ, પણ એ જળ જો બરફનું રૂપ ધારણ કરે તો મોર્જાનો સંભવ જ નથી અને તેલની જરૂર પણ નથી ગુરૂ હિમાલયના બરફવાળા પ્રદેશને ભૂમિકા કરી વસે છે એ કથનનુ રહસ્ય હવે સ્હમજાયુ ગુરૂના હૃદયની એ સ્થિતિ હતી ભાવસિંહને સાભળેલી વાત યાદ આવી કે બરફના પ્રદેશોમા જ્યહારે બરફનો બહુ ઉડો થર જામી ગયો હોય છે ત્યહારે ત્હેના ઉપર થઇને લશ્કરો પસાર થાય છે, તોપો ગોઠવી ફોડાય છે તો પણ બરફને અસર પહોચતી નથી ગુરૂના હૃદયને કોઈ કે કાઈ અસર કરી શકતુ નથી એ હકીકતનું રહસ્ય આથી હવે સ્પષ્ટ થયુ અને જો કાઇ 'સારૂ' કે 'ખોટુ' ગુરૂના હૃદયને અસર કરી શકતું નથી તો શાટે શિષ્યે પણ એવી અસરોની પરવા નહિ કરવાની તાલીમ લેવાની અને એ તાલીમ વડે પોતાના હૃદયને બરફ જેવુ બનાવવાની કાળજી ન કરવી જોઇએ ? આવા મનનને પરિણામે તે સતત **અપ્રમત્ત** અથવા **જાગૃત** રહેવા પામતો અને 'ઉચકી'નો ઉદ્ભવ થતા જ દાબી દેતો આ સ્વાધ્યાય—આ 'કલા'–એને માટે નાયિકાનું ઘર અને નાયિકાનો વ્યવહાર સહ્ય બનાવનાર થઇ પડયા

મૂળે કમાયના શરીરવાળો અને નફકરો તો હતો જ અને હમણા વળી પૌષ્ટિક ખોરાક અને સુદર રસો મળતા હતા, તેથી એની કાન્તિમા પણ ઘણો સારો વધારો થતો જતો હતો આ સાથે વળી હમેશ ચાલતુ સગીત એના વિકાસમા મદદગાર થતુ હતું આ વિકાસ ધીમે ધીમે નાયિકાનું લક્ષ ખેચનાર થઈ પડયો અને અંતે નાયિકાના હૃદય પર ભાવસિંહની છમી કોતરાઇ ગઇ

એની પહેલી અસર એ થઇ કે તેણીએ ત્હેને મધળા મેવા કાર્યોથી મુક્ત કરી પોતાની સાથે જ બેસવા—ફરવા—ગાવા અને વાતચિતમાં જોડાવા ફરમાવ્યુ અને પોતાની રક્ષાના બ્હાના હેઠળ ત્હેને તેણીના શયનગૃહમાંના એક ખૂણામા શયન કરવાની આજ્ઞા કરી.

નર્તકીનું ગલગલી ઉત્પન કરે એવુ અને સુગધીથી બ્હેકી રહેલુ બીછાનું હમેશ પોતાના હાથે જ બીછાવવા છતા અને તેણીની નજીકમા જ શયન કરવાનું પ્રાપ્ત થવા છતા ભાવસિહના દીલમાં અદ્યાપિ પર્યંત મોહનુ મોજું ઉછળવા પામ્યું ન હતું ત્હેનુ કારણ તેણીમાં તેણે કલ્પેલી ગુરૂભાવના જ હતી

પોતાના દીલ પર અસર કરનારના દીલને તો હજી પોતે સ્પર્શી શકી નથી એ ત્રિચિક્ષણ નાયિકાથી વધુ વખત છૂપુ ન રહ્યુ એ ભાન જ્હારે તેણીને પહેલપ્રથમ થયું ત્હારે તેણીને જબરૂં દુ ખ થયુ, કારણ કે એ પોતાના પરાજયનુ દર્શન હતુ "હુ કોણ ? ભલભલા યોદ્ધાને નમાવનાર, રાજાઓને પોતાની હથેલીમા નચાવનાર પ્રખર રાજદ્વારીઓને મ્હારી ઇચ્છા મુજબ રમાડનાર, નીતિ અને ધર્મના ઇજારદારોને ઇસારા માત્રથી જમીન દોસ્ત કરી ત્હેમના દીનવદનમાંથી ગુનામીના એકરાર કઢાવનાર, જે સમાજબળ સ્હામે માથુ ઉચકવાની ખુદ સમાજનેતાઓમા તાકાદ નથી તે સમાજના પૈસે જ પોષાવા છતાં એ જ સમાજથી બ્હારવટુ કરી ટકી રહેનાર—એનો પરાજય ? અને તે પણ મ્હારા જ ઘરમા ઘુસીને!" એમ તેણીનુ ઘવાયલુ સ્વમાન બબડયા કરતું હતું

પરન્તુ એક પરાજયથી હતાશ થઈ બેસે એવી કાંઇ તેણી નિર્માલ્ય નહોતી. દોડવાની શરતમાં શુ બને છે ભલા! વાટમાં કોઇ આડો કે કોઇ પત્થરની મ્હોટી શિલા કે વાડરૂપી આડખીલ આવી પડે છે ત્હારે નિમાલ્ય દોડનારનો પગ ભાગે છે કે તે પટકાઇ પડે છે અને ત્હેની ગતિ ત્હાં જ અટકી પડે છે પરન્તુ

સશક્ત દોડનારને એ જ આડખીલ લાખો શ્વાસ ખેચાવી મ્હોટી ફલગ ભરવાની પ્રેરણા કરનાર થઈ પડે છે, જેને પરિણામે સરે રાશ કરતા કાઇક પણ ઓછા સમયમા તે પોતાના ધ્યેયને પહોચી જાય છે જે નબળાને નડતર છે તે જ સબળાને સહાયક છે

શક્તિનો સ્વભાવ (ધર્મ) છે કે તે કોઈ કે કશા સાથે અથડાવામા જ મજા માને 'અથડાવા'ની ક્રિયામાંથી પીડા (pain) તો જરૂર પ્રગટે જ, પણ તે પીડાને ખેલ'નો રસ અને વિજિગિષા ('Will–to–Power')ની લગની એ બે તત્ત્વોનુ સયુક્ત બળ દાબી દેવામાં વિજયી નીવડે છે આ જેતા કહી શકાય કે, 'પીડા'ને પેદા કરવાની જેનામા પ્રકૃતિ છે તે મનુષ્ય શક્તિનો સહવાસી છે, જ્યારે 'પીડા'થી બચતા રહેવાની જ કાળજીને નીતિ' બના વનાર મનુષ્ય 'મડા'નુ સંતાન છે વેદોમા સ્થળે સ્થળે તપને અંતે વરદાન માગતા ઋષિઓને મુખે એક માત્ર 'દુ ખ'જ મગાવવામા આવ્યુ છે ત્હેનુ રહસ્ય તેમજ જૈનશાસ્ત્રોમા તીર્થંકરોને 'ઉદીરણા' (provocation, ઉશ્કેરણી) કરીને પણ પોતા પર પીડા ખેચી લાવનારા પુરૂપ તરીકે ઓળખાવ્યા છે ત્હેનું રહસ્ય પણ ઉપર કહેલા સૂત્રથી જડી આવે છે

નાયિકાએ હવે દારૂણ યુદ્ધની યોજના કરી શયનગૃહને શણુ ગારવામાં સઘળા મળી શકતા સાધનોનો તેણીએ ઉપયોગ કર્યો શબ્દ, સ્પર્શ, રૂપ, રગ, ગંધ એ સર્વનો અનુભવ લેનાર ઈંદ્રિ ઓને થનથનાટ થાય એવી તમામ સામગ્રીઓ ગોઠવી ઉંચા મખમલની શય્યા પર અર્ધનગ્ન સ્વરૂપે લેટી જઇને ધીમેથી ફુલાનાનો ગોપીવિનાસ પ્રસગ ગણગણવા લાગી અને એટલી તૈયારીઓ બાદ ભાવસિંહને શયનગૃહમા બોલાવ્યો દાખલ થતા જ ત્હેને આજ્ઞા થઈ કે તેણી નાચથી થાકી ગઇ હોવાથી ચપી ઇચ્છતી હતી નિમિષમાત્રમા પહેલવાનના હાથ ગુનાળકળી જેવા તેણીના અંગોપાગ પર ફરવા લાગ્યા કોમળતા પત્થરને પીગળાવી શકી

નહિ, પરંતુ પત્થર સાથે અફળાઈ પોતે જ ઘુદાવા લાગી તેણીના સાનતતુઓ પોતે જ નાચવા લાગ્યા—એટલે સુધી કે હવે તો તેણીની ઇન્દ્રિઓ તેણીના કાબૂમા રહેવાને ના કહેવા લાગી સ્ત્રી જાતિને સ્વાભાવિક એવી પ્રાર્થનાવિષયક શરમ કે જે તેણીનું એક રક્ષાસાધન હતુ તેણે પણ હેણીને દગો દીધો

પરન્તુ તેણીની પ્રાર્થના પણ પત્થર પ્રત્યે જ હોય નિષ્ફળ નીવડી ખુલ્લી પ્રાર્થનાનો પણ અનાદર થતાં, પાપના ભાનથી નહિ પણ પરાજય પર પરાજયના ભાનથી લજ્જિત થઈ તેણીએ પોતાનુ નિસ્તેજ થઈ ગયેલું મુખ પોતાની નાજુક હથેલીઓમાં છુપાવ્યું

ભાવસિંહનો આવો વિજય કોનામાં ઈર્ષા ન ઉત્પન્ન કરે ? પણ નહિ, એ પ્રશ્ન જ ખોટો છે ઇર્ષા અશક્તિનું સંતાન અને અશક્તોની સહચારિણી છે બે ખરેખર સબળ વ્યક્તિઓ વચ્ચેનું યુદ્ધ કોઈ પણ સંજોગોમા ઈર્ષા ઉત્પન્ન કરી શકતું જ નથી લડતાં લડતાં જે પક્ષ મરે છે તે હેને મારી નાંખનારના મન પર 'આફ્રીન' કહીને જ મરે છે બન્ને સરખા ઉતરે તો બન્ને વચ્ચે દીલી દોસ્તી રચાય છે અને એક પક્ષ હારવા સાથે જીવતો રહેવા પામે તો પોતા પર વિજય પામનાર તરફ 'અર્પણતા' બતાવે છે 'લડવું અને 'ચાહવું' એ બે ક્રિયાઓ બહારથી જોનારને પરસ્પર વિરોધી ગુણવાળી લાગે છે, પરન્તુ વસ્તુત બન્ને સમાન ગુણ વાળી છે બે વ્યક્તિઓ વચ્ચે ઐક્ય રચનારો ગુણ-નિર્બળ વ્યક્તિઓ વચ્ચેના લગ્ન કે દોસ્તી તેમજ યુદ્ધ, દ્વેષ અને તિરસ્કાર અને તે વચ્ચે વધુ ને વધુ અંતર ઉત્પન્ન કરનાર થઇ પડે છે

પોતાની વિખરાયલી વૃત્તિઓને એકત્ર કરી નાયિકા ઉઠી અને ભાવસિંહના ચરણોમા પોતાનું શિર ઝુકાવ્યુ "ઓ જબરદસ્ત પુરુષ !" તેણીએ પ્રાર્થના કરી 'મ્હારી જીંદગીમાં આજે પહેલી જ વખત હું પરાજયનો—અને તે પણ સંપૂર્ણ પરાજયનો—અનુભવ કરૂં છુ

એ અનુભવ વળી મ્હને મ્હારી નિર્બળતાનું ભાન કરાવે છે, અને સબળની છાયાની આવશ્યકતાનું પણ ભાન કરાવે છે પણ મ્હને મઝાડ હાર આપનાર કરતાં વધુ સબળ છાયા હું કય્હાં શોધું ? હું આ ક્ષણથી ત્હને અર્પિત થાઉં છું, ત્હારા વિશાળ હૃદયના એક ખૂણામાં એક પત્ની તરીકેના સ્થાનની ભિક્ષા માગું છું "

"ભિક્ષા આપવા જેટલો હું સ્વતંત્ર નથી, અનન્તા !" જયથી જરા પણ ફૂલાયા સિવાય ભાવસિંહ બોલ્યો. "જે હૃદય સર્વાંશે ગુરૂએ રોકી લીધું છે ત્હેમાં કોઈ કે કશા માટે સ્થાન કરવું છેક જ અશક્ય ન હોત તો ત્હારા જેવી શક્તિને હું આછરા કરાવવા જેવી સ્થિતિમાં ન મૂકત "

"એટલો નિષ્ઠુર ન થા, ઓ જયના મદના હકદાર જવાન !" તેણી કરગરી પડી "મનુષ્ય છતાં મનુષ્યની જ છાતી તોડનાર પત્થર ના બન !" પ્રાર્થનાનો પડઘો નથી પડતો એમ જોઇ તેણીએ આગળ ચલાવ્યું "છેલ્લે પાટલે બેસવાની મ્હને ફરજ પાડવાનો જ શું ત્હારો નિશ્ચય છે ? ભલા કહે તો ખરો કે તું હમણાં મ્હારી પાસે ગીરો મૂકાયલી મીલ્કત નથી ? ગીરો રખાયલી મી કતનો ઉપયોગ કરવાને શું હું મુખત્યાર નથી ?"

'હીરાની વીંટી ગીરો રાખનાર ખચિત જ વીંટીને પહેરી શકે છે, પણ નગને જાણીને લીધેલી રકમ પાછી આપવા આવનારને હીરો કહાડી લઇને કે બદલી લઇને વીંટી આપવાથી ન ચાલી શકે એ ત્હારા જેવી સમજનારને ભાગ્યે જ યાદ કરાવવું પડે "

"ચાલી ન શકે તો ગીરો મૂકનાર રાજ દરબારે જાય અને દંડ જેને કે બહુ તો કામીની સજા કરાવે, બીજું શું કરી શકે ? પણ હીરાના સમાન ગુણવાળી વ્યક્તિ એકવાર હીરાનું અસાધારણપણું જાણ્યા પછી ત્હેને પોતાની મેળે જતો કર એ શું

નિર્માલ્યના નથી ? ત્હારા સરખા હીરાને હું છેદી શકી નથી તો ગમે તે ભોગે ત્હેને મ્હારો બનાવીશ કિંમત ભરવાને જે તૈયાર છે ત્હેને ચીજ મેળવતાં કોણ રોકનાર છે ?"

હું ઇચ્છું છું કે કિંમતનો ત્હને અત્યાર આગમચ ખ્યાલ હતે.' ભાવસિંહ બોલ્યો "આજ સુધી જે જાતના માણસો સાથે ત્હને કામ પડ્યું છે તે સર્વ કરતા આ માલ ગીરો મૂકનાર વ્યક્તિ કાંઈ જૂદા જ પ્રકારની છે ગુરૂ સાથે સવાલ-જવાબ થઈ શકતા નથી, કે જેથી તું એને દયાની પણ અસર કરવાની આશા રાખી શકે ઇનામ' અને 'દંડ' સંબંધી એના કાયદા સઘળા લખાયલા અને નહિ લખાયલા કાયદાઓથી જૂદી જ જાતના છે પોતાના પ્રિયતમ શિષ્યના **સ્વરૂપ** પર જ ચોટ આવી છે એવું જે ક્ષણે ત્હેના જાણવામાં આવશે તે ક્ષણથી જ ત્હેમના ભયંકર વૈરની શરૂઆત થશે. કોણ અને કેવી રીતે અને કઈ સતામણીના બદલા તરીકે અસર ઉપજાવી રહ્યો છે એ કળવામાં પણ ન આવે એવી કોઈ અદ્ભૂત રીતે ગુન્હેગારના અણુએ અણુમાં નિરંતર ધીખતી આગ બળવા લાગે છે અને ત્હેને બુઝાવવાના મનુષ્યકૃત તેમ જ દેવકૃત કોઈ પણ ઈલાજ માત્ર આગમા ઘી હોમનાર જ થઈ પડે છે ગુન્હેગારનું અસ્તિત્વ જ માત્ર નહિ એની સઘળી બાહ્ય સગવડો કાયમ રાખીને ત્હેને નિરંતર ઝુરાવ્યા કરે એવી જાતની ગુરૂની અનોખી* દંડ પદ્ધતિનો તાદૃશ્ય ખ્યાલ આપવાને મ્હારી પાસે પૂરતા શબ્દો નથી"

* For an illustration of the unique nature of the revenge and reward of the truly great and magnanimous the reader interested in the study of psychology is referred to "Count of monte Cristo" which should not be read as a mere novel Alexander Dumas the creator (author) of the novel is to me no less a Brahma than the Prehistoric Aryan Creator of Janaka Vidhi,—perhaps a more ingenious creator

એક વિજેતાના મુખેથી જેને આટલુ મહત્વ અપાતું હતું ત્હેનું નામ સાભળતા તેણીને સહજ કમ્પ થયો, જે તેણીએ બીજી જ ક્ષણે ઇચ્છાશક્તિના પ્રયત્નથી છુપાવી દીધો અને બોલી " એક ક્ષણ પણ જીદગીની તૃષા તૃપ્ત કર્યા પછી ભલે ગમે તેની આગ ઝીલવી પડે ત્હારા જેવા બહાદુરને ભયનું શસ્ત્ર વાપરવુ ના પાલવે, મ્હારા વિજેતા ! પણ સબુર, ત્હે ઠીક ગુરૂનુ નામ યાદ કરાવ્યુ ગુરૂની આજ્ઞા તું બરાબર પાળીશ કે ? "

" એ પ્રશ્ન કેવો વિચિત્ર છે ? " ભાવસિંહે સ્મિતપૂર્વક જવાબ આપ્યો

" ત્હારે હવે ત્હને યાદ કરાવુ છુ કે ગુરૂએ જ ત્હને ફરમાવ્યુ હતું કે ત્હારે મ્હને ગુરૂસ્થાને માની મ્હારી આજ્ઞા પાળવી મ્હને જેવી ક્ષુધા છે તે મ્હને આપવા હું ત્હને હવે ગીરો રાખનાર તરીકે નહિ પણ ગુરૂની નામથી ફરમાવુ છુ " નાયિકાએ પોત પ્રકાસ્યુ

" ગુરૂના નામથી ? એના પ્રતિનિધિ તરીકે ? " ક્ષણભર મુંઝાયલો ભાવસિંહ બોલ્યો " અને ગુરૂનું અસ્તિત્વ અને વ્યાપ કતા શુ નષ્ટ થયા છે કે પ્રતિનિધિ ત્હેની ગાદી બચાવી શકશે ? " અને તેણે ગદ્‌ગદીત કંઠે અને ભીની આંખે આકાશ તરફ દૃષ્ટિ કરી બૂમ મારી " ગુરો ! ગુરો ! ઓ ગુરો ! "

તે જ ક્ષણે બહારથી દરવાજા પર એક બે અને ત્રણ મુક્કા પડયા અને દરવાજો જમીનદોસ્ત થયો નાયિકાના પગ આગળ કલદાર ખખડયો અને તેણીના નેત્રમા જ્ઞાનદેવની મૂર્તિ પ્રતિબિંબિત થઇ તેણી ચમકી

" અસલ પ્રત્યક્ષ થતાં નકલ પર પડદો પડવો જોઇએ દેવની રૂબરૂમાં પ્રતિમાનું બહુ માન ન હોય " જ્ઞાનદેવ એકાએક હાજર થઇ બોલ્યો ' બેટા ! પ્રતિનિધિ યોજવામા પ્રયોજન અવશ્ય હોય છે, પણ પ્રતિનિધિની સત્તા તેમજ શક્તિ મર્યાદિત જ હોઈ શકે અમુક હદ સુધીનુ કાર્ય બજાવ્યા પછી તેણે વિરમવુ જ

નિર્માલ્યતા નથી ? ત્હારા સરખા હીરાને હું છેદી શકી નથી તો ગમે તે ભોગે ત્હેને મ્હારો બનાવીશ કિંમત ભરવાને જે તૈયાર છે ત્હેને ચીજ મેળવતા કોણ રોકનાર છે ?"

'હું ઇચ્છુ છું કે કિંમતનો ત્હને અત્યાર આગમચ ખ્યાલ હતે " ભાવસિંહ બોલ્યો " આજ સુધી જે જાતના માણસો સાથે ત્હને કામ પડયુ છે તે સર્વ કરતા આ માલ ગીરો મુકનાર વ્યક્તિ કોઈ જૂદા જ પ્રકારની છે ગુરૂ સાથે સવાલ-જવાબ થઇ શકતા નથી, કે જેથી તું એને દયાની પણ અસર કરવાની આશા રાખી શકે 'ઇનામ' અને 'દંડ' સબંધી એના કાયદા સઘળા લખાયેલા અને નહિ લખાયલા કાયદાઓથી જૂદી જ જાતના છે પોતાના પ્રિયતમ શિષ્યના સ્વરૂપ પર જ ચોટ આવી છે એવું જે ક્ષણે ત્હેના જાણવામાં આવશે તે ક્ષણથી જ ત્હેમના ભયંકર વૈરની શરૂઆત થશે કોણ અને કેવી રીતે અને કઈ સતાવણીના બદલા તરીકે અસર ઉપજાવી રહ્યો છે એ કળવામા પણ ન આવે એવી કોઇ અદ્ભૂત રીતે ગુન્હેગારના અણુએ અણુમાં નિરંતર ધીખતી આગ બળવા લાગે છે અને ત્હેને બુઝાવવાના મનુષ્યકૃત તેમ જ દેવકૃત કોઈ પણ ઇલાજ માત્ર આગમાં ઘી હોમનાર જ થઇ પડે છે ગુન્હેગારનું અસ્તિત્વ જ માત્ર નહિ એની સઘળી બાહ્ય સગવડો કાયમ રાખીને ત્હેને નિરંતર ઝુરાવ્યા કરે એવી જાતની ગુરૂની અનોખી* દંડ પદ્ધતિનો તાદશ્ય ખ્યાલ આપવાને મ્હારી પાસે પૂરતા શબ્દો નથી '

* For an illustration of the unique nature of the revenge and reward of the truly great and magnanimous the reader interested in the study of psychology is referred to "Count of monto Cristo" which should not be read as a mere novel Alexander Dumas the creator (*auther*) of the novel is to me no less a Brahma than the Prehistoric Aryan Creator of Janska Videhi,— perhaps a more ingenious creator

એક વિજેતાના મુખેથી જેને આટલું મહત્વ અપાતું હતું ત્હેનું નામ સાંભળતા તેણીને સહજ કમ્પ થયો, જે તેણીએ બીજી જ ક્ષણે ઇચ્છાશક્તિના પ્રયત્નથી દૂપાવી દીધો અને બોલી "એક ક્ષણ પણ જીંદગીની તૃષા તૃપ્ત કર્યા પછી ભલે ગમે તેવી આગ ઝીલવી પડે ત્હારા જેવા બહાદૂરને ભયનું શસ્ત્ર વાપરવુ ના પાલવે મ્હારા વિજેતા ! પણ સબુર, ત્હે ઠીક ગુરૂનુ નામ યાદ કરાવ્યું ગુરૂની આજ્ઞા તું બરાબર પાળીશ કે ?"

"એ પ્રશ્ન કેવો વિચિત્ર છે?" ભાવસિંહે સ્મિતપૂર્વક જવાબ આપ્યો

"ત્મ્હારે હવે ત્હને યાદ કરાવુ છુ કે ગુરૂએ જ ત્હને ફરમાવ્યુ હતું કે ત્હારે મ્હને ગુરૂસ્થાને માની મ્હારી આજ્ઞા પાળવી મ્હને જેવી ક્ષુધા છે તે મ્હને આપવા હું ત્હને હવે ગીરો રાખનાર તરીકે નહિ પણ ગુરૂના નામથી ફરમાવુ છુ" નાયિકાએ પોત પ્રકાશ્યું

"ગુરૂના નામથી? એના પ્રતિનિધિ તરીકે?" ક્ષણભર મુંઝાયલો ભાવસિંહ બોલ્યો "અને ગુરૂનું અસ્તિત્વ અને વ્યાપ કતા શુ નષ્ટ થયા છે કે પ્રતિનિધિ ત્હેની ગાદી બચાવી શકશે?" અને તેણે ગદ્ગદીત કંઠે અને ભીની આંખે આકાશ તરફ દૃષ્ટિ કરી બૂમ મારી "ગુરો ! ગુરો ! ઓ ગુરો !"

તે જ ક્ષણે બહારથી દરવાજા પર એક બે અને ત્રણ મુક્કા પડયા અને દ્વાજો જમીનદોસ્ત થયો નાયિકાના પગ આગળ ક્લન્દર ખખડયો અને તેણીના નેત્રમાં જ્ઞાનદેવની મૂર્ત્તિ પ્રતિબિંબિત થઇ તેણી ચમકી

અસત પ્રત્યક્ષ થતા નકલ પર પડદો પડવો જોઇએ દેવની રૂબરૂમાં પ્રતિમાનું બહુ માન ન હોય" જ્ઞાનદેવ એકાએક હાજર થઇ બોલ્યો 'બેટા ! પ્રતિનિધિ યોજવામા પ્રયોજન અવશ્ય હોય છે, પણ પ્રતિનિધિની સત્તા તેમજ શક્તિ મર્યાદિત જ હોઈ શકે અમુક હદ સુધીનું કાર્ય બજાવ્યા પછી તેણે વિરમવુ જ

જોઈએ નહિ તો તેમ કરવાની ત્હેને ફરજ પાડવામાં આવે. નાવિકાનું કરજ અદા થઈ ચૂક્યું છે, હવે તું મ્હારી પાછળ આવી શકે છે” એમ કહી તેણે ચાલવા માંડ્યું

‘ મહાત્માઓના પગનાં કોઈને દુઃખરૂપ થતાં જાણ્યાં છે? મહારાજ!” જ્ઞાનદેવનો માર્ગ રોકીને નાવિકાએ અરજ ગુજારી.

“એક ભાવસિદ્ધ માટે આટલું દુઃખ શાને માનવું?” ઉત્તર મળ્યો

“ કારણ કે પૃથ્વીએ બીજો ભાવસિદ્ધ પેદા કર્યો નથી” ભક્તિજ્ઞાન બોલી “હજારો ગાઉથી મ્હને શું પ્રયોજન છે! મહારાજ! તે હજારોના તો ધનથી જ મ્હને પ્રયોજન હતું કે જે ધન સાથે મ્હારાં તન તેમ જ મન ઉમેરીને પૃથ્વીપરના એકના એક પુરુષને ભેટ ધરૂં. લોકોનો હું શિકાર કરૂં છું, એટલા માટે કે મ્હારા શિકારીના જીગરમાં હું સઘળા શિકારો સાથે સ્થાન પામું. બધા નામર્દોને હું લૂટું છું, એટલા માટે કે તે લૂટથી મ્હારા લૂટારાની તૃપ્તિ ઉપજાવી શકું. આખી દુનિયાને હું નચાવું છું, એટલા માટે કે તે બધાના નાચથી અનોખા નાચની શોધ કરી તે વડે હું મ્હને નચાવનારને પાંખો આપી શકું.”

‘અને એ પાંખો પછી ત્હને શું આ શયનગૃહમાં પડ્યો રહેવા દેશે કે?” જ્ઞાનદેવે વિનોદ કર્યો

“એ હું ઇચ્છું પણ નહિ, મહારાજ!” ભક્તિજ્ઞાને જવાબ આપ્યો અને તેણીના નેત્રોમાં અજબ તેજ ચમક્યું “પણ હું એ પાંખરૂપ જ બનીશ અને મ્હારા પ્રાણરૂપ ભાવસિદ્ધની શક્તિ બનીશ. પછી શયનગૃહ તો શું પણ આ દુનિયા પણ એ વખતે એને જકડી શકશે નહિ. મળશે ગ્રહો અને નક્ષત્રો સૂર્યો અને ચંદ્રો એના વિહાર માટે ઓછા પડશે. કિન્તુ તેણે મને એના હૃદયાકાશમાં સ્થાન આપવું જોઈએ અને એ તો, હું સારી રીતે જોઈ શકી છું કે, આપની કૃપા પર નિર્ભર છે.’

"અને તે માટે જેઓ પૂરતી કિંમત ભરવા તૈયાર હોય છે ત્હેમને કદાપિ નિરાશ થવુ પડતુ નથી" જ્ઞાનદેવે ઉત્તર આપ્યો

"પ્રભો!" ઉત્સાહમા આવેલી ભક્તિજને પ્રશ્ન કર્યો "નામ પાડશો?"

"ફક્ત—આજપર્યંત મેળવેલી તમામ લૂટ—ફક્ત" આંકડા ગણવામા આળસુ ગુરૂ બોલ્યા

એક ક્ષણમા તેણીએ બુદ્ધિની સલાહ લીધી, અને પછી બાજુના ખડમાં દોડી ગઇ થોડી મિનિટમા એક નોકર સાથે પાછી આવી અને નોકરને ત્હેના મસ્તકપરનો મ્હોટો ગાભડો શયનગૃહના મધ્યમા ઉતારવા અને ત્હેમાંની ચીજો છૂટી કરવા ફરમાવ્યુ પછી પોતાના હાથે જ બળતી દીવાસળી ત્હેમાં ચાપી દીધી કિંમતી વસ્ત્રો અને નોટોના બડલ ભડભડ બળવા લાગ્યા અને ત્હેની તળેના કિંમતી આભૂષણો અને સુવર્ણમહોરો અગ્નિથી તપતા નજરે પડયા

એક વખત તે આગ તરફ નજર કર્યા પછી એક વખત ગુરૂના ચહેરા તરફ અર્થસૂચક નજર કરતી ભક્તિજન ચૂપચાપ ઉભી—કેમ જાણે પૂછવા માગતી હોય કે તેણી ત્હેનો આશય બરાબર પામી શકી હતી કે નહિ!

એ વિચિત્ર યજ્ઞમા તેણીનો ભૂતકાળ બળી ભસ્મ થતો હોય એમ ગુરૂનું ત્રીજુ નેત્ર જોઇ શકયુ

* "તપ અને યજ્ઞ કરનારની ઇચ્છાતૃપ્તિમા આડા

* 'તપ'=કષ્ટ પુરૂષાર્થ, મનન બુદ્ધિપૂર્વક યતો અખડ ઉદ્યમ 'યજ્ઞ'=ભોગ, ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિના માર્ગમા જે જે ચીજો, મબધો સગવડો ટેવો, બધારણો, અન્યથા ઉપયોગી યા પ્રિય છતા અત્યારે આડખીલરૂપ થતા જણાય, તે સર્વેનો ત્યાગ કે નાશ કરવામા તત્પરતા દરેક પ્રાપ્તિ એ ચીજ માગે છે તપ અને યજ્ઞ અને એ બન્નેને રૂપ બળ પીરનાર તત્ત્વ ભક્તિ છે 'ભક્તિ' એ કોઈ પ્રશસાના શબ્દોના ઉચ્ચારનું નામ નથી, પરતુ હૃદય જે ચીજ, મનુષ્ય - ભાવ તરફ ઢળે તે ચીજ તરફ ગતિ કરવાની શક્તિ ( motive power ) એ જ ભક્તિ

જોઇએ નહિ તો તેમ કરવાની ત્હેને ફરજ પાડવામા આવે. નાવિકાનું કરજ અદા થઈ ચૂક્યું છે, હવે તું મ્હારી પાછળ આવી શકે છે ' એમ કહી તેણે ચાલવા માંડયુ

" મહાત્માઓના પગલા કોઇને દુ ખરૂપ થયાં જાણ્યા છે? મહારાજ!" જ્ઞાનદેવનો માર્ગ રોકીને નાવિકાએ અરજ ગુજારી.

" એક ભાવસિંહ માટે આટલું દુ ખ શાને માનવું?" ઉત્તર મળ્યો

' કારણ કે પૃથ્વીએ બીજો ભાવસિંહ પેદા કર્યો નથી" ભક્તિજાન બોલી ' હજારો ગાડરોથી મ્હને શુ પ્રયોજન છે? મહારાજ! તે હજારોના તો ધનથી જ મ્હને પ્રયોજન હતુ, કે જે ધન સાથે મ્હારા તન તેમ જ મન ઉમેરીને પૃથ્વીપરના એકના એક પુરુષને ભેટ ધરૂ લોકોનો હું શિકાર કરૂં છુ એટલા માટે કે મ્હારા શિકારીના જીગરમા હું સઘળા નિકાર સાથે સ્થાન પામુ બધા નામર્દોને હું લૂટું છુ, એટલા માટે કે તે લૂટથી મ્હારા લૂટારાની તૃપ્તિ ઉપજાવી શકુ આખી દુનિયાને હું નચાવું છું, એટલા માટે કે તે બધાના નાચથી અનોખા નાચની શોધ કરી તે વડે હું મ્હને નચાવનારને પાંખો આપી શકુ "

" અને એ પાંખો પછી ત્હેં શુ આ શયનગૃહમા પડયો રહેવા દેશે કે?" જ્ઞાનદેવે વિનોદ કર્યો

" એ હુ ઇચ્છુ પણ નહિ, મહારાજ!" ભક્તિજાને જવાબ આપ્યો અને તેણીના નેત્રોમા અજબ તેજ ભભૂકયુ " પણ હું એ પાંખરૂપ જ બનીશ અને મ્હારા પ્રાણરૂપ ભાવસિંહની શક્તિ બનીશ. પછી શયનગૃહ તો શુ પણ આ દુનિયા પણ એ વખતે એને જકડી શકશે નહિ સઘળા ગ્રહો અને નક્ષત્રો, સૂર્યો અને ચંદ્રો એના વિહાર માટે ઓછા પડશે ફક્ત તેણે મ્હને એના હૃદયાકાશમા સ્થાન આપવુ જોઇશે અને એ તો હું સારી રીતે જોઇ શકી છુ કે, આપની કૃપા પર નિર્ભર છે "

" અને તે માટે જેઓ પૂરતી કિંમત ભરવા તૈયાર હોય છે ત્હેમને કદાપિ નિરાશ થવુ પડ્યુ નથી " જ્ઞાનદેવે ઉત્તર આપ્યો

" પ્રભો ! " ઉત્સાહમા આવેલી ભક્તિજાને પ્રશ્ન કર્યો " નામ પાડશો ? "

" ફક્ત—આજપર્યંત મેળવેલી તમામ લૂટ—ફક્ત " આકડા ગણવામાં આળસુ ગુરૂ બોલ્યા

એક ક્ષણમાં તેણીએ બુદ્ધિની સલાહ લીધી, અને પછી બાજુના ખડમા દોડી ગઇ થોડી મિનિટમા એક નોકર સાથે પાછી આવી અને નોકરને ત્હેના મસ્તકપરનો મ્હોટો ગામડો શયનગૃહના મધ્યમા ઉતારવા અને ત્હેમાની ચીજો છૂટી કરવા ફરમાવ્યુ પછી પોતાના હાથે જ સળગતી દીવાસળી ત્હેમાં ચાપી દીવી કિંમતી વસ્ત્રો અને નોટોના બંડલ ભડભડ બળવા લાગ્યા અને ત્હેની તળેનાં કિંમતી આભૂષણો અને સુવર્ણમહોરો અગ્નિથી તપતા નજરે પડ્યાં

એક વખત તે આગ તરફ નજર કર્યા પછી એક વખત ગુરૂના ચહેરા તરફ અર્થસૂચક નજર કરતી ભક્તિજાન ચૂપચાપ ઉભી,—કેમ જાણે પૂછવા માગતી હોય કે તેણી ત્હેનો આશય બરાબર પામી શકી હતી કે નહિ!

એ વિચિત્ર યજ્ઞમા તેણીનો ભૂતકાળ બળી ભસ્મ થતો હોય એમ ગુરૂનુ ત્રીજુ નેત્ર જોઇ શક્યુ

* " तप અને यज्ञ કરનારની ઇચ્છાતૃપ્તિમા આડા

* 'तप'=કષ્ટ, પુરૂષાર્થ, મનન બુદ્ધિપૂર્વક થતો અખડ ઉદ્યમ 'यज्ञ'=ત્યાગ, ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિના માર્ગમા જે જે ચીજો, સબધો સગવડો ટેવો, બધારણો, અન્યથા ઉપયોગી યા પ્રિય છતા અત્યારે આડખીલરૂપ થતા જણાય તે સર્વનો ત્યાગ કે નાશ કરવામા તત્પરતા દરેક પ્રાપ્તિ બે ચીજ માગે છે तप અને यज्ञ, અને એ બન્નેને રૂપ બળ પૂરનાર તત્ત્વ ભક્તિ છે 'ભક્તિ એ કોઈ પ્રશસાના શબ્દોના ઉચ્ચારનું નામ નથી, પરતુ હૃદય જે ચીજ, મનુષ્ય કે ભાવ તરફ ઢળે તે ચીજ તરફ ગતિ કરવાની શક્તિ ( motivo power ) એ જ ભક્તિ

આવવાનો હક્ક ત્રણુ લોકમાં કોઇને મળ્યો નથી ” ગુરૂ બોલ્યા “બેટા ! ત્હારો હક્ક ત્હેં લ્હીને અને ભોગ આપીને મેળવ્યો છે અને તે કદાપિ અને કોઇથી ઝુટાવી ન શકાય એવા અમરપટા સાથે મેળવ્યો છે તેથી હું ત્હને ભાવસિંહની સહચરી થવા યોગ્ય જાહેર કરૂં છુ ”

‘ મ્હારી એક પ્રાર્થના છે, મહારાજ ! ” ભાવસિંહે ગુરૂ પ્રત્યે કહ્યું

‘ વિજેતા, અને વળી ‘પ્રાર્થના’ ? ” ગુરૂ હસ્યા “ કહે કે મ્હારી ‘ઇચ્છા’ છે ”

“ વિજેતા પદ એ જો આપની મૂર્ત્તિમાન કૃપાનું બીજું નામ જ હોય તો મ્હને તે માન્ય જ છે સઘળુ આપની પ્રેરેલી શક્તિનું—ગતિશીલ બનેલી આપની કૃપાનું જ ફલ છે મ્હારી પ્રાર્થના છે કે—”

“ કે, ગુરૂના આશ્રમમા સ્ત્રી સાથે રહેવા દઇ શકાશે કે કેમ એ ત્હને પ્રથમ જાહેર થવુ જોઇએ—એ જ કે બીજું કાંઇ ? સ્હમજ ત્હારે કે જેના બાળકો આટલા તાકાદવાન છે તે પોતે શુ સમાજ કે સમાજરક્ષકે કરેલા કોઇ નિયમથી ‘બધાયલો’ રહેતો હશે ? ત્યાગીના આશ્રમમા સ્ત્રીને મનાઇ છે, પણ ત્યાગનોય ત્યાગ કરી ચૂકેલો જ્ઞાની વિધિ-નિષેધના ગજ્યની બહાર છે ‘જ્ઞાની’ ત્હ્યાં માત્ર સ્વસ્વરૂપ જુએ છે જ્હ્યા દુનિયાના લોકો સ્ત્રીત્વ કે પુરૂષત્વ જુએ છે આકારો, ભેદો, નામો, ગુણો એ સર્વ કે જેની અંદર અને જેના વડે જ દુનિયાના લોકાનું જીવન છે તે સર્વ તો જ્ઞાનીની દૃષ્ટિમાં બેહદને હદ બાંધનાર, અમર્યાદને મર્યાદિત કર નાર વાડો છે—ઝાંખરાં છે જ્ઞાની એક સાગર છે જેમા સઘળા લિંગો, સઘળી જાતિઓ, સઘળાં નામરૂપો, સઘળા ગુણો સઘળી વૃત્તિઓ, સઘળા સિદ્ધાન્તો ભિન્ન ભિન્ન સ્થળેથી વહન કરતા કરતાં

આવી મળે છે અને એકરૂપ થાય છે પણ એ ભાવનાને ઝીલવાને ત્હને હજી થોડો વિલબ છે અત્યારે તો એટલું જ જાણવુ ત્હને બસ થવુ જોઇએ કે તું અને ભક્તિજાન બન્ને મ્હારા બાળકો તરીકે મ્હારી સાથે રાખવામા કાઇ હરકત નડવી શક્ય નથી ” શિષ્યની મુંગી મીઠી મુંઝવણ દૂર કરવા અર્થે ગુરૂ બોલ્યા, અને પછી ભક્તિજાનને ઉદ્દેશીને કહેવા લાગ્યા “આ હૂતાશનરૂપ યજ્ઞને પણ પીઠ કરી ચાલો હવે મ્હારા આશ્રમ તરફ અત્રેથી ચાલીશ કોશ દૂર આવેલા આશ્રમે પહોચના સમેત જ ત્હમો બન્નેનો હસ્તમિલાપ કરવામા આવશે ”

આવવાનો હક્ક ત્રણ લોકમાં કોઇને મળ્યો નથી ” ગુરૂ બોલ્યા “ બેટા ! ત્હારો હક્ક ત્હેં **લડીને** અને **ભોગ** આપીને મેળવ્યો છે અને તે કદાપિ અને કોઇથી ઝુટાવી ન શકાય એવા અમરપટા સાથે મેળ યો છે તેથી હું ત્હને ભાવસિંહની સહચરી થવા યોગ્ય જાહેર કરૂં છુ ”

‘ મ્હારી એક પ્રાર્થના છે, મહારાજ ! ” ભાવસિંહે ગુરૂ પ્રત્યે કહ્યુ

‘ વિજેતા, અને વળી ‘પ્રાર્થના’ ? ” ગુરૂ હસ્યા “ કહે કે મ્હારી ‘ઇચ્છા’ છે ”

“ વિજેતા પ૦ એ જો આપની મૂર્તિમાન કૃપાનું બીજું નામ જ હોય તો મ્હને તે મા ય જ છે સઘળુ આપની પ્રેરેલી શક્તિનું—ગતિશીલ બનેલી આપની કૃપાનું જ ફલ છે મ્હારી પ્રાર્થના છે કે—”

‘ કે, ગુરૂના આશ્રમમા સ્ત્રી સાથે રહેવા દઇ શકાશે કે કેમ એ ત્હને પ્રથમ જાહેર થવુ જોઇએ—એ જ કે બીજું કાંઇ ? સ્હમજ ત્હારે કે જેના બાલકો આટલા તાકાદવાન છે તે પોતે શુ સમાજ કે સમાજરક્ષકે કરેલા કોઇ નિયમથી ‘બંધાયલો’ રહેતો હશે ? **ત્યાગી**ના આશ્રમમા સ્ત્રીને મનાઇ છે, પણ ત્યાગનોય ત્યાગ કરી ચૂકેલો **જ્ઞાની** વિધિ-નિષેધના ગન્યની બહાર છે ‘જ્ઞાની’ ત્હા માત્ર સ્વસ્વરૂપ જુએ છે જ્હાં દુનિયાના લોકો સ્ત્રીત્વ કે પુરૂષત્વ જુએ છે આકારો, ભેદો નામો, ગુણો એ સર્વ કે જેની અંદર અને જેના વડે જ દુનિયાના લોકોનું જીવન છે તે સર્વ તો જ્ઞાનીની દષ્ટિમા બેહદને હદ બાધનાર, અમર્યાદને મર્યાદિત કર નાર વાડો છે—ઝાખરા છે જ્ઞાની એક સાગર છે જેમા સઘળા લિંગો, સઘળી જાતિઓ, સઘળાં નામરૂપો, સઘળા ગુણો, સઘળી વૃત્તિઓ, સઘળા સિદ્ધાન્તો ભિન્ન ભિન્ન સ્થળેથી વહન કરતા કરતાં

આવી મળે છે અને એકરૂપ થાય છે , પણ એ ભાવનાને ઝીલ વાને ત્હને હજી થોડો વિલબ છે અત્યારે તો એટલું જ જાણવુ ત્હને બસ થવુ જોઇએ કે તુ અને ભક્તિજાન બન્ને મ્હારા બાળકો તરીકે મ્હારી સાથે રાખવામા કાઇ હરકત નડવી શકય નથી ” શિષ્યની મુંગી મીઠી મુંઝવણુ દૂર કરવા અર્થે ગુરૂ બોલ્યા, અને પછી ભક્તિજાનને ઉદ્દેશીને કહેવા લાગ્યા ‘ આ હુતાશનરૂપ યજ્ઞને પણ પીક કરી ચાનો હવે મ્હારા આશ્રમ તરફ અત્રેથી ચાલીશ કોશ દૂર આવેલા આશ્રમે પહોચવા સમેત જ ત્હમો બન્નેનો હસ્તમિલાપ કરવામાં આવશે ”

---

# પ્રકરણ ૪ થું

## गुरू–आश्रमे.

શાનદેવનો આશ્રમ ૪૦ કોશ દૂરના પહાડને છેલ્લે શિખરે હતો આજે એક માઇલ કાલે બે, પરમ દિવસે ત્રણ એમ પ્રતિદિન એક એક માઇલની કુચ વધારતા વધારતા, અને ૬૨ કુચને અંતે એક સ્થાને વિરામ લેતા હતા, તથા વિરામ સમયનો ઉપયોગ જે કાંઇ બાહ્ય સૃષ્ટિમાં જોવામાં આવતું ત્હેને અંતરની સૃષ્ટિ પર ઘટાવવામાં કરતા કરતા, તેઓ ત્હેમનાં ઇચ્છિત સ્થાનની નજદીકમાં આવી પહોંચ્યા ત્હારે આશ્રમ જાણે કે બરફની એક મ્હોટી શિલા પર ગોઠવાયલું વિમાન ન હોય અને સૂર્યકિરણો બરફમાં પ્રતિબિંબિત થઇ સુવર્ણની રેલમછેલ કરતાં ન હોય એવું દૃશ્ય જોતાં જ ભાવસિંહ તેમજ ભક્તિજાન આનંદ અને આશ્ચર્યમાં ડુબવા લાગ્યાં એમને લાગ્યું કે એમની પોતાની અંતરની ભૂમિ પણ બરફ જેવી બની ગઇ હતી અને એમાં જ્ઞાનકિરણો ગી રહ્યા હતાં

" બેટા ભક્તિ ! " ગુરૂ બોલ્યા "આવ અહીં જ ત્હારે ત્હારા પ્રિયતમ સાથે હસ્તમિલાપ કરવુ દાંપત્યનો ત્હમને હવે દરેક હક્ક છે "

" ગુરો ! " એક બાળકની નિર્દોષતા જેના મુખ ઉપર છાઇ રહી હતી તેની ભક્તિજાને કહ્યુ "આ પહાડ પર ભરાતુ દરેક પગલું મ્હારા પ્રેમને વધુ ને વધુ સૂક્ષ્મ બનાવતું ગયું છે અને આશ્રમના દર્શને તો 'હક્ક' એવા ભાવને જ મ્હારા જીગરમાથી ભૂસી નાખ્યો છે મહારાજ! હું શક્તિની પૂજારણ છુ અને મ્હારા પ્રિયતમ પરની મ્હારી પ્રીતાગિરિ એ બીજુ કાઇ નહિ પણ એના બલનું જ—એની શક્તિનું જ આકર્ષણ છે એ બલને જેથી લેશ પણ ઇજા થવા સભવ હોય એવુ મ્હારાથી થવુ જ અશક્ય છે એટલુ જ નહિ પણ બીજાથી થતું હોય તે પણ મ્હને અસહ્ય થવુ જોઇએ અને લગ્ન સંબંધમા તો બલની લૂટ અવશ્ય છે એ વિજેતા મ્હારો આદર્શ છે, પ્રભુ છે, મૂર્તિમત મ્હારો આનદ છે, હુ એની ખાખ છુ, કુરબાની છુ, મૂર્તિમત પરાયણતા છુ મ્હને 'હક્ક' કેવો ? અને હક્ક પણ મ્હારા જ 'આનદ'ની શક્તિ લૂટવાનો ?—કારણકે હક્કમા તો લૂટ છે જ ભક્તિને હક્ક પાલવે જ નહિ એને તો એના આદર્શની સેવામા જ ખપી જવાનો લ્હાવો જ બસ છે હક્ક એવી જો કોઇ ચીજ ખરેખર જ હયાતી ધરાવતી હોય તો તે મ્હારા ભાવસિહ માટે રહેવા દો કે જેથી તે તે હક્કનું અનલહક્કમા રૂપાન્તર કરવા સમર્થ બને "

'ભક્તિરૂપે વિચરતી ઓ સાત્વિક શક્તિ ! " ભાવસિહ બોલ્યો "ત્હને ઘડીભર અલગ રાખવાની મ્હારામા તાકાદ જ ક્યાં છે ?

" બેટા ભાવસિહ ? " ગુરૂ બોલ્યા " મ્હારી 'મોજ'ની સાક્ષાત્ મૂર્તિ તરીકે, મ્હારા ભાવના સ્થૂલીકરણ તરીકે મ્હારી સૂક્ષ્મ સૃષ્ટિના સંપૂર્ણ પ્રાગટ્ય તરીકે ત્હને મ્હારી દૃષ્ટિ સમક્ષ જોઇ

હું આનદ છુ મ્હારા પ્રિયતમ તનુજો ! આવો, આવો આશ્રમની ડાબી અને જમણી 'પાખો'મા પ્રવેશ કરી ત્યહાં ત્હમો ભાઘ અને ભક્તિની દિવ્યતાઓ અમર તપો ! "

****

આશ્રમના મધ્ય દ્વારમા જ્ઞાનદેવ ટટાર અક્રિય ઉભો છે ત્હેના બન્ને હાથ બન્ને બાજુનાં બીજાં બે દ્વાર તરફ દેનાવેલા છે

'આવો' શબ્દ ત્હેના મુખમાંથી નીકળતાં ભાવસિદ્ધ અને અને ભક્તિજાન ત્હેની તરફ ઉત્સાહભેર દોડે છે, જાણે કે સાગરને મળવા સરિતા દોડી જતી ન હોય !

છેક નજીકમાં આવી પહોંચતા તેઓ કાઇક અલૌકિક જ દશ્ય ગુરુસ્થાને જુએ છે દેનાવેલા હાથવાળા ગુરુના સ્થૂલ દેહનુ એ જ આકારના પ્રકાશમા રૂપાન્તર થઇ ગયુ છે પ્રકાશરૂપ દેખાતા બેઉ હાથમા ભાઘ અને ભક્તિ અને મધ્યમાં આનદ એવા શબ્દો ફૂદકા મારતી અગ્નિજ્વાળારૂપે દેખાય છે

બન્ને તે તરફ ખેચાય છે, હોમાય છે, અદશ્ય થાય છે,

એક અખડ જ્યોતિ કાયમ વિરાજે છે !

****

# Soliloquy of Jnandeva

## ज्ञानदेवनी आत्मगोष्ठि.

एक જ હતો અને एक જ છું મધ્યમાં ભાવ અને ભક્તિના સંગી રૂપે દેખાયો, કે જે ભાવ અને ભક્તિ મ્હારા સ્પર્શથી પોતાનું પ્રથક્‌પણું ભૂલી જઇ યુગ્મસ્વરૂપ બન્યા !

“ भाव ( Concept, Thought, Ideal ) અને भक्ति (Devotion, force that materializes the Thought, gives motion to Ideal ) બન્ને વચ્ચે પ્રથમ યુદ્ધ અને પછી દાંપત્ય અથવા એકતા યોજનાર હું જ છું અને એ બન્નેની એકતા દ્વારા મ્હારો ‘ખેલ’ યા ‘વિલાસ’ પૂરો કરી લઈ હું જ ત્હેમને પાછા મ્હારા સ્વરૂપમાં સુવાડી દઉં છું. દ્વૈતમાં અને અદ્વૈતમાં, અનેકત્વમાં તેમ જ એકત્વમાં હું જ આનંદી રહ્યો છું,—મ્હારો જ સર્વ ‘પસારો’ છે. મ્હારી જ તનદુરસ્તીમાંથી હું ભાવને પ્રકટાવું છું અને જ્યહારે એ ભાવ મ્હારા જ શરીરનો આહાર કરી સંપૂર્ણ વિકસે છે ત્યહારે મ્હારા જ શરીરમાંથી ભક્તિનામક શક્તિને જગાડી ત્હેની સાથે ભાવને અથડામણમાં લાવું છું, કે જે અથડામણ (Conflict) તેઓને ત્હેના પર શીદા બનાવી અટકે છે અને પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે. તે પછી આત્મસંતુષ્ટ જોડું અનેક ‘ખેલ’ ખેલ્યા જ કરે છે—‘વિલાસ’ કર્યા કરે છે, અને વિલાસને અંતે મ્હારામાં સૂઈ જાય છે.

एक જ હતો તે હું एक જ સદા રહું છું. ભાવ અને ભક્તિને મ્હારા જ વિલાસ ખાતર પ્રકટાવું છું તેમ જ મ્હારામાં સમાવી દઉં છું. એક વખત ભાઈ–બ્હેન તરીકે, એક વખત વિગ્રહના બે પક્ષો તરીકે અને એક વખત દંપતી તરીકે પાઠ ભજવતાં એ પાત્રો વિલાસ માટે તો સદા જીવતાં છે !

“ ચાલો વળી પાછાં ત્હમને વિલાસ માટે જગાડું ! ”

---

## પ્રકરણ ૫ મું

### Meeting of the Higher Instincts

### मस्तोनो विलास

વેરાનની મધ્યમાં મસ્તોની મહેફીલ જામી છે પ્રારંભમાં મસ્ત, ઉદાસી સાધુ પથ એ ચારનો વિલાસ ચાલે છે પાછળથી જ્ઞાનદેવ ભાવસિંહ ભક્તિજાન આવી પહોંચે છે તત્પશ્ચાત્ અજ્ઞાનદેવ અને કુક્કડ જોડાય છે

મસ્ત આંખો બંધ કરી બેઠો છે 'બીજાઓ એને વાણી-વિનોદમાં ઉતારવા માંગે છે

ઉદાસી ( સાધુ પ્રત્યે )—મિત્ર ! આજે કેમ ભલા મસ્ત આંખો બંધ કરી બેઠો છે ?

સાધુ —કાંઈક મસ્તીમાં હશે !

પથ —પૂછવું જોઈએ. સાધુ ! તું જ પૂછ એને. જાણવું તો જોઈએ કે કેમ તે આપણું બોલવું સાંભળવાના પણ અખાડા કરે છે

સાઈ—અહો પથ ! ત્હારો ચીનો હજી ભુમાયો નહિ ! શુ મસ્તની એ ધુધીની પીછાન પૂછવાથી થની શકય છે ? એ બેહોશીનો 'નીસો' નથી, એ તો સ્વરૂપાનન્દમા જાગતી જીવતી 'મસ્તી' છે બેમતા, ઉઠતા, ફરના શ્વાસ લેતા, તેમ જ સુતા પણ એ કૈફ ચાલુ રહી અખડ આનદ આપે છે

પથ—એ ધુધીને તુ આનદ કહે છે ? એવી હાલત થઇ જાય તો વ્યાપાર માત્ર અટકી પડે ! ભૂખ્યા મરવુ પડે ભૂખ્યા ! અને મત્સગ કે મવાદ પણ સુકાઇ જાય !

સાઈ—ત્હારે તહને હજી શાસ્ત્રીય સવાદ જ યાદ આવ્યા કરે છે ખરૂ ને ? પથજી મહારાજ ! જે જગા પર મસ્તોના તબુ પડે છે, ત્હા સાવારણગણુના બકવાદો અને વિતંડાવાદો અને હવાઇ ખ્યાલોને સ્થાન જ મળતું નથી જેના હૃદયમા બ્રહ્મભાવ દઢિભૂત થયો છે તેહને પછી શાસ્ત્રીય જોડકણાનો મવાદ તેમજ શોક, મોહ, દુખ કાઇ રહેતું જ નથી મસ્તોની મેહેરીનમા નુગરા શકા'ખોરો–ભ્રમણામા જ ભટક નાગઓ–બેસી શકતા નથી સૂર્ય ઉગતા જ જેમ અંધકાર આપોઆપ અદૃશ્ય થાય છે તેમ બ્રહ્મભાવના પ્રગટવા સાથે જ અદરથી અને આસપાસમા સવળા ભ્રમો અને વિક્ષેપો સ્વત હટી જાય છે અને સ્વરૂપાનદ પ્રગટી નીકળે છે સવળુ ઐશ્વર્ય આપોઆપ ત્હા આકર્ષાઇ આવે છે અને સઘળી સિદ્ધિઓ ત્હા ઘર કરવા દોડે છે એમ હોઇ, એવા મસ્તોને વળી લોકોની અને લોકોત્તરના ગન્ધની અને લોકોને જોઇતા મંવાદોની પરવાહ કેવી ? લાપરવાહી એ જ ત્રૈલોક્ની બાદશાહી છે ! 'પરવાહ' વાળાને ત્હા જવુ પણ ન પાલવે, જેમ સ્વમતુષ્ટ સિંહના મુકામ નજદીક જવુ પશુ–પક્ષીને પાલવતું નથી તેમ જેઓની પ્રકૃતિ વ્યાપાર જ માગી રહી છે તે તો સ્વભાવત લજ્જા, શકા ભયના રાજ્યમા વમે છે અને તેથી મદા તડફડતા હોઇ તેઓ સિંહ મમાન સ્થિરતા ધરાવતા સ્વમતુષ્ટ મસ્તોની સમીપ જતા પણ જરૂર ડરે એમનો એ 'ડર'જ એમના

વ્યાપારની તેમ જ મસ્તોના આનંદની રક્ષા કરનાર થઇ પડે છે ! એથી ભૂખ્યા મરવા પડવાની ત્હાર કોઇ માટે ચિંતા કરવાની જરૂર નથી ! અને પોતા માટે જ એવી ચિંતા થતી હોય તો પણ તે દૂર કરજે, કારણ કે મસ્તો પાસે કોઇ ભૂખ્યુ રહેવા પામતું જ નથી મસ્તો પાસે તૃપ્તિના ભંડાર પડયા હોય છે, કે જે લૂટાનારની જ રાહ જોતા હોય છે જેટલું જે લૂટી શકે તેટલું ત્હેના બાપનું! સવાલ માત્ર લૂટવાની હિમ્મત અને શક્તિનો છે ! – રખે કોઇ મસ્તોની 'દયા' ખાવાના ભ્રમથી પાછી પાની કરે ! 'દયા' પોતાથી ઉતરતા અધિકારવાળા પ્રત્યે જ થઈ શકે

ઉદાસી —અને એ લૂટ માટે તો મસ્તને બોલાવવાની વાત થાય છે, મિયા સાઈ ! અહીં દયા માંગતા કે આપતા વેંઢાં ઓની ગંધ વળી ત્હને કયાથી આવી ?

સાઈ—સંસારભાવની ત્રપાટીથી ઘણે ઉંચે–પહાડ પર–બેઠેલા મ્હારા પ્યારા દોસ્ત उदासिन् ! મ્હારો જવાબ મિત્ર પથ પ્રત્યે હતો –એને મસ્તને છછેડવોય છે અને વળી વ્યાપારો અટકી જવાની અને ભૂખ્યા મરવાની ચિંતાને વળગી રહેવુ છે એની એ ચિંતાએ મ્હને બોલાવ્યો

ઉદાસી —મિત્ર પથ ક્યહાં નથી જાણતો કે જ્યહાં राम ત્યહાં काम ( કામના ) નહિ અને કામ ત્યહાં રામ નહિ ? જે અંત કરણમા આનદ પ્રકટાવવો છે તે અંત કરણમાથી પ્રથમ ત્રયળા અધ્યાસો રૂપી કચરા દૂર કરવા જ જોઇશે તાકાદની માત્રાનો ખપ હશે તો પહેલા જુલાબ વડે પેટ સાફ કરવુ જ જોઇશે દોડા દોડની પહેલાં આરોગ્ય, તેમ, મસ્તી 'ની પહેલા ચિત્તશુદ્ધિ અનિવાર્ય છે જ્યહા સુધી ચિત્તના પગારમા 'હું દુર્બલ છુ' અથવા 'હું પાપી છુ' એવો ભ્રમ યા વિકાર હયાતી ધરાવે છે ત્યહાં સુધી સ્વરૂપસુધી કે મસ્તીમાંથી ઉત્ભવતો શુદ્ધ વિલાસ સંભવતો જ નથી લૂટની તાકાદ આરોગ્યનો પાયો માગે છે

[ મસ્ત આંખો ખોલે છે ]

**મસ્ત** (ગભીરતાપૂર્વક)—ૐ સર્વત્ર આરોગ્ય જ વ્યાપ્યુ છે

**સાઈ** ( પ્રફુલિત વદને )—આવ્યો છે, મિત્રો આવ્યો છે કૃષ્ણ કુરુક્ષેત્રની મધ્યમા ! એ ગગનવિહારીના ગરુડને પકડી પાડવા, ઉચે શિખરે જઇ પહોચેલ મિત્ર ઉદાસીના માહુ વિજયી નીવડયા છે !

**ઉદાસી**—લૂટવાનો જ વ્યાપાર લીધો તો તો પહાડના શિખરનો ખપ કરવો જ પડે ! ( મસ્ત પ્રત્યે ) મિત્રવર્ય ! કાઇક કહે, કાઇક બોલ, ત્હારૂ મૌન કોઇને પાલવતુ નથી

**મસ્ત**—શુ કહુ તે તુ જ કહે મિત્ર ઉદાસી !

**ઉદાસી**—શુ કરૂ તે જ કહે, મિત્ર મસ્ત !

**મસ્ત**—બીજુ શુ કરવુ હતુ ? **વિચાર** જ કયા કર ! અને વિચારનોય અંત લે

**ઉદાસી**—શાનો વિચાર કરૂ ?

**મસ્ત**—આત્માનો વિચાર કર અનાત્માનો વિચાર કર, બ્રમનો વિચાર કર

**ઉદાસી**—( વિચારગ્રસ્ત થઇ )—આત્મા સત્ય ભાસે છે

**મસ્ત**—અને અનાત્મા તથા બ્રમ ?

**ઉદાસી**—અહકારથી લઈ આખુ જગત્ મિથ્યા ભાસે છે

**મસ્ત**—ઠીક છે, પણ જરા ઉચા શિખરે ચ્હડ જરા વધુ વિચાર કર જ્યા સુધી પોતાથી ભિન્ન એવુ જગત્ ભાસે છે ત્હાં સુધી પૂર્ણ 'સમાધાન' શક્ય નથી

**ઉદાસી**—હુ 'દ્રષ્ટા', અને જગત્ 'દૃશ્ય' એવુ સમજવા છતા પૂર્ણ સમાધાન ન થઇ શકે એનુ કારણ ?

**મસ્ત**—અનુભવ કરી જો ! તું અને જગત્ એમ બે જ્યાસુધી ઉભા છે ત્યા સુધી અથડામણ ( conflict ) અને ભય છેજ, અને દુખનુ મૂળ 'બે'નુ ભાન—ભેદદૃષ્ટિ જ છે

**ઉદાસી** —ઓહો ! વ્યકિતરૂપે દેખાયો તો પણ કૃષ્ણ, પાંડવ-કૌરવ બન્નેના હ યમા વ્યાપક ! એને સદા સમ્પૂર્ણ 'સમાધાન' ! દ્રષ્ટા અને દ્રશ્યનુ એકીકરણ અર્થાત્ આ સર્વ જગત્ હું જ છુ' એવી દષ્ટિ અથવા વિસ્તૃત ભાન એ જ સમાધાનનો ઇલાજ એ ઇલાજને ' અન્વય બોધ ' એવા નામથી અનુભવીઓએ ગાયો છે

व्यतिरेक ગોળા अन्वयकी ગ્જગીરી
હર-હમસે કરતે જાઓ બડી મારગીરી।

**મસ્ત** —એ ' અન્વય બોધ ' ત્હારે જ થઈ શકે છે કે જ્હારે પ્રથમ આત્મા ' અને ' જડજગત્ ' અથવા ' દ્રષ્ટા ' અને ' દ્રશ્ય ' એવો ભેદ સ્પષ્ટ થયો હોય અર્થાત્ 'વ્યતિરેક બોધ' થવા પામ્યો હોય.

**ઉદાસી** —ત્રણે ભૂમિકાની ત્રણ દષ્ટિઓ સ્પષ્ટ થઇ ? મ્ એટલે મોહગ્રસ્ત મનુષ્યને-સપાટી પર વસનારને-મિથ્યા જગત્ જ માત્ર દેખાય છે, પોતે પણ નાશવત શરીર હોય એવુ જ ભાન રહે છે એથી કાઇક ઉચે ચ્હડી જોવાની દરકાર કરનારને-विवेकનો ઉપયોગ કરનારને-જડથી ભિન્ન એવો ચૈતન્ય ભાસે છે, 'દ્રષ્ટા' અને 'દ્રશ્ય' નુ ભેદ જ્ઞાન થાય છે અને હજુ વધુ ઉચે ચ્હડી જોનારને સધુ એકાકાર લાગે છે ભેદજ્ઞાન અભેદને સ્થાપી અદ્રશ્ય થાય છે 'હુ સહિત સર્વ ચૈતન્ય છે ' એવુ ભાન થાય છે

**મસ્ત** —મિત્ર ઉદાસી ! આટલુ જ જો સ્હમજ્યો હોય તો 'શુ કરૂ ?' એમ પૂછ ના ! જે કાઇ કરે છે તે જ કર મુક્તને કોણ કહેશે કે કર્ત્તવ્ય વિશેષ છે જ નહિ ?

***

**પંથ** —મિત્ર સાઇ! ત્રણ વ્યક્તિઓ મસ્તવિલાસની દરકારથી આ તરફ આવતી દેખાય છે

**સાઇ** —પણ મસ્ત તો પાછો ધુંધીમાં ચકચૂર થઈ ગયો છે,

અને ઉદાસીની પણ હાલ તો તુષ્ણી સ્થિતિ છે દરમીઆનમા ચાલ તુ અને હું તે નવીન વ્યક્તિઓને દૂર જ થોભાવી જરા 'સત્સંગ' કરીએ-એટલે કે એમની ભૂમિકા જોઈ લઇએ

[ પથ અને સાઈ વિશેક ફુટ ચાલે છે એટલામા જ્ઞાનદેવ, ભાવસિંહ અને ભક્તિજનનો સગમ થાય છે ]

જ્ઞાનદેવ —મિત્રો ! મસ્તની સવારી હમણા અત્રે મળી જાય છે !

સાઈ—મસ્તની સવારી તો જ્હાની ત્હા જ છે, પણ સાધો ! આપ ક્યાંથી પધારો છો ?

ભાવસિંહ —મહાનુભાવ ! અમે હિમાલયના શિખર પરથી ચાલ્યા આવીએ છીએ

સાઇ —અહો પહાડી મનુષ્યો ! શિખરથી નીચે ઉતરી આવતાં કાંઇ જોયુ ?

ભાવસિંહ —કા નહિ ? અમે આખને સદા સર્વદા સાથે જ રાખીને ફરીએ છીએ એ આખે પાચ રસ્તાઓ પર બેઠેલા પાચ યોગીશ્વરો જોયા

સાઇ —પચભૂતોને કુશળ વર્તે છે ને ?

ભાવસિંહ —આગળ જતા પચ્ચીસ રસ્તાઓ ફૂટતા હતા જ્હા પચ્ચીસ યોગિનીઓ યોગ સાધતી હતી

સાઇ —એ પચ્ચીસે પ્રકૃતિઓ મઝામા જ હશે !

ભાવસિંહ —વળી ત્રણ રસ્તા જ દેખાયા, જ્હા ત્રણ યોગીશ્વરો યોગ કરતા હતા

સાઇ—ત્રણ ગુણોને યોગક્ષેમ પૂછવા ત્હમે થોભ્યા હતા કે નહિ ?

ભક્તિજન —એ સૌ પોતપોતાનુ ક્ષેમ સભાળી રહે છે સાઇ ! અમે તો આગળ જ ચાલ્યા કીધુ અને વળી પાચ રસ્તાઓ ફૂટતા જોયા, જ્હા પાંચ યોગિનીઓ યોગ કરતી હતી

સાઇ—જી ! એ જ્ઞાનેદ્રિયોને ત્હેં ઠીક પીછાની

ભક્તિજન —મિત્ર સાઇ ! અમે જરા આગળ વધ્યા તો

વળી પાંચ રસ્તા અને તેના ઉપર યોગ કરતી પાંચ યોગિનીઓનો ભેટો થયો

સાઇ—શક્તિમૈયા ! એ કર્મેન્દ્રિયોના પરાક્રમ કાઇ તુથી છુપા નહિ હોય !

ભાનસિંહ—પછી પાંચ રસ્તાઓ ઉપર પાચ યોગીઓ યોગ સાધતા દીઠા

સાઇ—અહો મિત્ર ! એ પાચ પ્રાણનો યોગ ખરખર બહુ જબ્બર !

ભાનસિંહ—વળી ચાર રસ્તા પર ચાર યોગીશ્વરો ચૂપચાપ યોગ સાધતા દેખાયા

સાઇ—મન, બુદ્ધિ, ચિત્ત, અહકાર એવાં ચાર નામ ધારણ કરી યોગ સાધનારા એ ઉસ્તાદોને ત્હમે ઠીક જોઈ લીધા !

ભક્તિજ્ઞાન—વળી ત્રણ રસ્તાને જોડનાર ત્રિકોણાકાર પૃથ્વી નજરે પડી, જેના ત્રણે છેડે એકેક યોગીશ્વર યોગ કરતો હતો

સાઇ—એ જ તો સમષ્ટિ સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીર !

ભક્તિજ્ઞાન—એ ત્રણ રસ્તાઓને બીજે છેડે વળી ત્રણ યોગિનીઓ યોગ કરતી દેખાઇ

સાઈ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ નામક સ્થિતિઓ, ત્હમને ભલે દેખાઈ ! બીજા પણ અનેક યોગીઓને પોતપોતાનો યોગ કરતા ત્હમે જોયા જ હશે

જ્ઞાનદેવ—મિત્ર સાઈ! મ્હારા પુત્ર-પુત્રીએ જે જે રસ્તા અને રસ્તા પર યોગ કરતા યોગીઓ જોયા તે સર્વનું ત્હને બ્યાન કરી બતાવ્યુ હવે તું જ તેમને કહે કે એ સર્વનુ ઉપાદાન કારણ કોણ

સાઈ—મિત્ર જ્ઞાનદેવ ! ત્હારા સતાનોને શુ કહેવુ પડશે હશે કે એ સર્વનુ ઉપાદાન કારણ અથવા આધાર માયા અથવા અવિદ્યા (અજ્ઞાન) છે ?

**જ્ઞાનદેન** —એ યોગ કરનારાઓ પૈકી જ્ઞાની યોગીશ્વરો ક્યા અને અજ્ઞાની કયા તે આ બાળકોને કહીશ ? મિત્ર !

**સાઈ**—ત્હારી ઇચ્છા જ છે તો ત્હારા બાળકો જાણે છે તે હું ખુલ્લું કરી કહેવા તૈયાર છુ, કે પાચ જ્ઞાનેન્દ્રિયો અને મન બુદ્ધિ, ચિત્ત, અહકાર ( અર્થાત્ ચાર અંત કરણો ) એ નવ જ **જ્ઞાની** યોગીશ્વરો હતા, બાકીના સઘળા **અજ્ઞાની**

[ અજ્ઞાનદેવ શ્વાસભેર દોડતો આવી પહોચે છે ]

**અજ્ઞાનદેન** —મહાનુભાવોની સેવામા હાજર છુ સેવકને યાદ કરીને સાઇએ કૃપા કરી છે !

**પથ**—અરે ? તુ વિલક્ષણ અને પ્રચડ હવાઈ શરીરવાળુ ડરામણું સ્વરૂપ કોણ છે અને ક્યાથી આવે છે ? શુ પ્રયોજન છે વગર બોલાવે સતોની મેહેફીલમા ઘુસવાની ધૃષ્ટતાનું ?

**અજ્ઞાનદેવ** —( ભયકર અટ્ટહાસ્ય કરીને ) —જુઓ સંતોની સ્મરણશક્તિ ? હમણા તો મ્હને યાદ કરે છે અને જ્યહારે હજાર કામ છોડી તત્કાલ સેવામા હાજર થાઉંછુ ત્યહારે ભાનભૂના થઇ પૂછે છે કે વગર બોલાવે આવનાર તું કોણ છે.! અને અધીરા થઇ પ્રશ્નો ઉપર પ્રશ્નોનો વર્ષાદ મ્હારા પર વર્ષાવી દે છે ! મ્હારા દુખની વાત કોને અને કેવી રીતે કરૂ ? આખી દુનિયા મ્હને યાદ કરે અને મ્હારે પ્રત્યેકની સેવામા હાજર થવુ પડે-ઘડીભરનો પણ આરામ મ્હને ન મળવા પામે. આટલો કર્ત્તવ્યપરાયણ છતા સતો તો વળી મ્હારા શરીરની ચેકડી કરે અને લાખ કામ છોડી શ્વાસભેર ત્હેમની આજ્ઞા મમેત હાજર થવાના ગુન્હા બદલ પ્રશ્નોની તીરબાજીથી ગભરાવી મૂકે ! પણ ફીકર નહિ, એમ કાઇ હું અનેક જમાનાનો ખાધેલો ઓછો જ ગભરાઇ જાઉ તેમ છુ ! હું જો ગભરાઇ જાઉ તો બીચારા જગતનું શુ થાય ? બધાનો વ્યવહાર જ અટકી જાય ! એક ડગલું પણ કોઇથી ભરી શકાય નહિ !

પંથ —જાણ્યુ ત્હારૂ ડહાપણ અને કર્ત્તવ્યપરાયણપણું ! પણ એ બન્વાને જવા દઈ મ્હેં પૂછ્યુ ત્હેનો જ જવાબ દેની, એ ભયંકર સ્વરૂપ !

અજ્ઞાનદેવ —ઓહો ! મ્હારૂ ડહાપણ, કે જેની હયાતી મ્હને જ ખબર નથી, તે ત્હમે જાણી ચૂક્યા અને વળી પૂછો છો કે હું કોણ છુ ! કેવો જબરો પોતાનો જ પોતાથી વિરોધ ! જાણુ છુ કહો છો અને નથી જાણતો એમ બતાવો છો ! ત્હારે જાણો હવે મત મહારાજ કે એ જ હું ! મત્ અસતથી વિલક્ષણ એવો એ જ હું ! પથ મહારાજ ! મ્હને તો મ્હારૂં નામે ખબર નથી પણ ત્હમે અને ત્હમારા પંથવાળાઓએ મ્હારૂ નામ અજ્ઞાનદેવ એવુ પાડ્યુ છે !

ભાવસિંહ —મ્હારા જૂના ગુરૂ અને મિત્ર ! પંથ ભલે બડબડે જ્યહા પંથ કે ચીલા જ નથી એવા પહાડ ઉપર વસવાનું શરૂ કર્યા બાદ મ્હને કોઇ સ્હામે બડબડવુ પાલવતું નથી અને તુ તો વળી જૂનો મિત્ર !

અજ્ઞાનદેવ —એ કાઇ પૂરતી કદર ન કહેવાય દોસ્ત ! તું પણ ભૂલી જાય છે કે ત્હને ત્હારા ગુરૂ જ્ઞાનદેવનો ભેટો કરાવનાર પણ હું જ ! અને ઉપકારમાં આવી ચૂક્યા પછી ઉપકાર કરનારને છેક જ ભૂલી જવાની ત્હમો સર્વની ટેવ એ જ હું !

જ્ઞાનદેવ —હવે બહુ લુડાઇ ના કર, મ્હારી પ્રતિછાયા ! મ્હારા પડછાયા અને અનુચર ! ત્હારી સેવાઓની મ્હને પુરતી કદર છે, અને તેથી જ તો હું અગ્નિજ્વાળા હોવા છતાં ત્હને મારતે માટે બાળી ભસ્મ કરતો નથી મનુષ્યોને તુ કસરત કરાવી ચડતા અટકાવે છે અને જ્યહારે એમનામા કસરતથી વહ્નિની જ્વાળા પ્રકટે છે ત્યહારે મ્હારા હાથમાં ત્હેમને સોંપી દે છે એ ત્હારૂ આજ્ઞાકિતપણુ હું કદાપિ વિસર્યો નથી અને એની કદર પણ બરાબર કરાઇ છે પણ તેતું ત્હા જાણે છે ? અમે તેટલો તોય અજ્ઞાનદેવ ! ભલભલા બુદ્ધિમાનો

મૂખેથી ત્હારો નાશ કરવાની વાતો કરવા છતા ત્હારૂ જ આતિથ્ય અને આજ્ઞાપાલન કરતા રહે એ યોજના શુ ત્હારી ઓછી કદર છે?

**અજ્ઞાનદેવ** (પાછે પગલે ચાલતા ચાલતા)—જેની હયાતીએ જ મ્હને હયાતી અને મહત્વ બક્ષ્યુ છે એવા ઓ મહાદેવ! કૃપા કરી ત્હમારૂ ત્રીજુ નેત્ર બંધ જ રાખજો—મ્હને હજી ઘણું કામ બજાવવાનું બાકી છે આપને યોગક્ષેમ વર્તે છે એટલું જાણુવા પુરતું જ મ્હારૂ અત્રાગમન હતુ વિલસો આપ આપના ઇષ્ટ ભાનમા, હું પણ વિચરીશ જગતને જીવતું રાખવા! (અંતર્ધાન થતા થતા ભક્તિજાનના કાનમા) તુ આ મંતોની મેહેફીલમા ઠીક આવી પહોચી, જ્વી! હું હવે નિશ્ચિત જઇ શકીશ, કારણ કે ત્હારી હાજરી સંતોને વિલાસ પ્રેરી શકશે અને અક્રિયતાની એકરૂપતાના કટાળાથી મુકત કરશે કોણુ જાણે છે કે તું અને હું એક જ છીએ! કોણ જાણે છે એ છૂપો ભેદ આપણા જનકનો કે જેણે એક જ વીર્યથી ત્હને અને મ્હને ઉત્પન્ન કરી એકને ભયાનક અને એકને આકર્ષક નામ તેમ જ રૂપ આપ્યા હતા! મંતો અને પથો પણ ભ્રમણામા જ રમે છે અજ્ઞાનથી ડરે છે અને ભક્તિથી વરે છે વળી પાછા માયાને ગાળ દે છે અને બ્રહ્મને માળા આરોપે છે! પણ એ ભ્રમણા જ એમની કાર્યસાધક શક્તિ છે—તે જ હું છુ—તે જ તું છે, એ જો પ્રગટ કરીએ તો જોઈ લો મંતોની ક્ષમાનો ખડખડાટ! મઝા છે, મઝા! ખૂબી તો જો કે ત્હને પાપિણી કહી ધિક્કારનારો ભાવસિંહ જ ત્હારો સ્વામી થયો અને ત્હારા મહિત ત્હેને જ્ઞાનદેવના આશ્રમમા કાયમનુ સ્થાન મળ્યુ! હમણા તું જે મસ્તની મેહેફીલમા જવા માગે છે તે ત્હારા જવાનો આશય કોઈ શુ સ્હમજી શકનાર છે? મસ્તને પણ ત્હારી છૂપી સહાય વિના વિનાશ કરવાનું શક્ય જ ક્યહાં છે? એ જામેલા બરફ માટે પીગળીને વહેવાનું—વિનસવાનુ ત્હારે જ શક્ય છે કે જ્હારે ભૂમિકારૂપે તું પ્રથમ હાજર થઇ હો તેથી જ તો, એ

મ્હાગ સગ્ગા બાપની બેટી ! મસ્તરાજ ત્હારી હાજરીથી બરાબર ખીજશે અને ત્હારી સુગ નહિ પણ કદર કરશે એ ઉસ્તાદ બધા કરતા અનોખી મૂર્તિ છે ! જ્ઞાન–અજ્ઞાન બન્નેને ઘોળી પી ગયેલો અને પીણાના કેફમાં ચકચૂર રહેતો એ બહુરૂપી ઘડીમા મુડદાન અને ઘડીમા જ્ઞાન તેમજ ક્રિયાના ક્ષેત્રમાં અદ્ભૂત યુદ્ધ ખેલતો વીર બની જાય છે અને એના ખરા સ્વરૂપ સંબંધી કોઈ કોઈ જાણવા જ ન પામે એના ઢાંકપીછોડા પોતા ઉપર નાખતો જ રહે છે બીજાઓ અને આના વચ્ચે કાંઈ તફાવત હોય તો તે આજ કે, બીજાઓની અ દર પડદા છે કે જેને તેઓ હટાવી શક્તા નથી જ્યારે આને બહાર પડદા છે જે પોતેજ અને બીજાથી પોતાને છૂપાવવા ખાતર રખાયલા છે અને જેને તે પોતાની આવશ્યક્તા અનુસાર દૂર કરી શકે છે તેમજ બ વી શકે છે ભ્રમ ઉત્પન્ન કરવાનુ ત્હેનામા બળ છે, પણ ભ્રમ કાઈ એને અમર કરી શકે નહિ પણ હવે હુ રજા લઈશ, પાછળ મ્હારા નામની પોક પડે છે ! બ્હેની, તુ અમર તપ ! ”

( અજ્ઞાનદેવ શ્વાસભેર દોડી અદૃશ્ય થાય છે )

ભાવસિંહ —સંતો ! ચાલીશુ હવે આપણે મસ્તના નેપથ્યમાં ? કે હજી કાંઈ રહી જાય છે પ્રવેશક પરીક્ષામા ન્યૂનતા ? સાઈ ત્હમે પણ ભાળાભોળા સાધુ દેખાવા છતાં દાવપેચમાં અધૂરા નથી ! કહેવામા તો એમ કહો છો કે મસ્તની મેહેફીલમાં વિધિ–નિષેધ કે કાનુન જેવુ કાંઇ હોતુ નથી, અને અમે પ્રત્યક્ષ જોઇએ છીએ કે એ મેહેફીલમાં પ્રવેશ કરવા ઇચ્છનારની પરીક્ષા કરવાનો નિયમ તો ત્હમે ચૂકયા નથી !

સાઈ —( સ્મિતપૂર્વક ) —જે નિયમને માનતો નથી તે જ ખરેખર નિયમને માને છે અમારી પ્રકૃતિએ ખાત્રી કરી લીધી કે અમારા આનન્દને પ્રતિકૂળ તત્ત્વ તો કોઈ નથી આવવા માંગતુ !

જ્ઞાનદેવ —એટલી ખાત્રી કરવાની ખટપટ પણ સાઈ અને

પંચને માટે જ છે! બાકી મસ્તની તો પ્રકૃતિ જ એવી છે કે એની સ્હામે એને પ્રતિકૂળ એવુ કાંઈ આવવા જ દે નહિ! એને એટલી 'મભાળ' કે 'સાવચેતી' ની પણ જરૂર નથી રહેતી એ જ એની વિશેષતા છે

**પથ**—એ વિશેષતા, એનો લાભો મહવામ હોવા છતા, આજે પહેલી જ વખત અને ત્હારી સહાયથી જ હું જાણી શકયો તુ ભલે આવ્યો, દોસ્ત! ચાલો બધા મિત્રો સાથે જ બેસીને વિલાસનુ આસ્વાદન કરીએ મિત્ર ઉદાસી વગેરે પણ ગહ જોતા હશે.

[ મર્ગ, મસ્ત મેહેરીલમા જઈ મળે છે ]

જ્ઞાનદેવ ઉપર નજર પડતા મસ્તની આખ અને ઉદાસીનો ચહેરો સવિશેષ પ્રકારો છે એ જોઈ પથ પૂછે છે મિત્ર મસ્ત! આ મુલાકાતથી એવુ શુ પ્રાપ્ત થઈ ગયુ કે આખો પોતાનો સતોષ છૂપાવી પણ શકતી નથી?

**મસ્ત**—જે ગુમાયલી ચીજ આખા વિશ્વમા શોધવા છતા હાથ લાગતી નથી તેમ જ હજાર હુન્નર કરવા છતા નવી નીપજાવી શકાતી નથી તે ચીજથી, વગર પ્રયત્ને, સહજમા ભેટો કરાવી આપનાર મિત્રને જોઈ કોણ ખુશી ન થાય?

**ઉદાસી**—ખરે પોતામા સ્વાભાવિક રીતે રહેનો આનદ અધ્યાસોથી દબાઈ જાય છે ત્હારે જ્ઞાન જ અધ્યાસોને હટાડી આનદને પોતાની મેળે પ્રકટી નીકળવાની સગવડ કરી આપે છે

**ભાનસિહ**—હુ પોતે જ આનદ છુ અધ્યાસો એ તો મ્હારા પ્રકાશને સવિશેષ ગૌરવ આપવા ખાતર જ હયાતી ધરાવનાર વાદળા કે નાટકનો પડદો ( back ground ) છે, એવો ભાવ—દૃઢ વિશ્વાસ એ જ જ્ઞાનીનુ જ્ઞાનીપણુ.

**ભક્તિજન**—પડદો અને ઍકટર બન્ને મળીને જેમ નાટક બને છે તેમ જ આનદ અને અધ્યાસો મળીને બ્રહ્મ બને છે પૂર્ણ પુરૂષમા પ્રકૃતિ સમાયલી જ પડી છે

સાઈ—બાબા આદમ અને બીબી હવા ક્યે' ત્હાંરે જૂદાં હતા ? આદમ એકલો જ હતો ત્હારે ત્હેને ખબરે નહોતી કે હું એકનો છુ તે બેકનો થયો તે પણ પોતાની જ પાસળીમાંથી પ્રથક્ થયેલી બીબી હુવાથી—ભક્તિ-ક્રિયાશીલતાથી અને જ્હારે આનંદ-સ્વરૂપ આદમ અને એના આનન્દનું ભાસવાપણું એમ બે થયાં ત્હારે એ બે વચ્ચે આખુ વિશ્વ ભાસમાન થયુ !

૫ ચ—અહો મીયા સાંઇએ તો મહાદેવી માયાનું સ્તોત્ર ગાવા માંડયુ ! સાંઇઓ પણ અનિત્યને મહત્ત્વ આપવા લાગ્યા !

સાઈ—મહત્ત્વરૂપ આદમનો જ્હાં પણ હાથ પડે ત્હાં મહત્ત્વ આપોઆપ આવે છે, બાબા સાંઇ કે પંચ શુ કોઇને મહત્ત્વ આપી શકવાના હતા કે કોઇનું મહત્ત્વ છીનવી શકવાના હતા ? બીબી હુવાને મહત્ત્વ મળતું પણ હોય તો પણ તે બાબા આદમને જ આભારી છે અને ત્હે શુ કહ્યું ?—માયાને અનિત્ય કહી ? જે જગતમાં તું અને હું ચાલીએ ફરીએ છીએ અને જીવતા દેખાઇએ છીએ તે જગત્ આખુ જો અનિત્ય હોય તો માયા પણ અનિત્ય છે, અને જગત્ અનિત્ય ન લાગે તો માયા પણ અનિત્ય નથી આપણા જ ભાવો નિત્યતા-અનિત્યતા આપે છે આપણે તો નિત્ય અનિત્ય બન્નેથી ઉપરના શિખરે સ્થિત છીએ સ્વતંત્ર પુરૂષ ઇચ્છા મુજબ નિત્યની કે અનિત્યની ભૂમિની હવા ખાવા નીકળી પડે છે અને પરતંત્ર મનુષ્ય અનિત્ય ભૂમિ પર નિત્યને માટે મડયા કરે છે !

ભક્તિજ્ઞાન.—પતુજી—નહિ, પંચજી ! ( હું ભૂલી,—ભૂલવું અને ભૂલાવવું એ તો મ્હારો ધર્મ છે ! ) પુરૂષનુ વર્ણન કરવું કાંઇક ગહનુ છે, પણ અમારૂં વર્ણન કરતા હજાર ગીને બધાઇ જવુ પડે તેમ છે, જોયુ ? માટે જ તો તમારા વગ માંના મ્હોટામા મ્હોટાઓ—મહા ઋષિઓ પણ—અમને અનિર્વચનીય કહીને મુંગા ગયા !

ભાવસિદ્ધ —ખરો પુરૂષ પોતાની પત્નીનુ નામ લેતાં

શરમાય જ ! બહુ તો ' હલે ! ' કે ' અલી ' એવા અર્થ વગરના શબ્દથી જ સંબોધે ! એ કાંઈ પુરુષની અશક્તિનું પ્રમાણ નથી !

**ભક્તિજાન**—કારણ કે ખરો કે આખો પુરુષ અલીથી એટલો જોડાયલો રહે છે કે બેઉમા કોણ 'આશ્રય' કે કોણ 'વિષય' છે તે કહી શકાય જ નહિ

**સાઈ**—હા, માઈ ! બ્રહ્મ ત્હારો આશ્રય છે તેમ જ ત્હારો વિષય પણ છે તું ત્હેના આધાર પર છે અને તું જ ત્હેને ઢાકનાર છે

**મસ્ત**—છતા મિત્ર જ્ઞાનદેવને સદા ' સમાધાન 'જ વર્તે છે, શકા તો શુ પરતુ આશ્ચર્ય પણ થતું નથી ! કોણ પહેલુ અને કોણ પછી, એવો પ્રશ્ન જ ત્હેને ઉદ્‌ભવી શકે કે જેણે એકથી વસ્તુને જોયા હોય, જે કાળને પોતાની અદર નહિ પણ માથા ઉપર કલ્પતો હોય ! ' આધાર ' કે ' ઢાકનાર ' એવા ખ્યાલ પણ ત્હેને જ થાય કે જે ' ક્ષેત્ર 'મા વસતો હોય ! હોવુ અને ન હોવુ એ બાબતની શકા કે નિર્ણય ત્હેને જ સુઝે કે જે ભાવોમા ભટકતો હોય !

**જ્ઞાનદેવ.**—ત્હારા જેવા મસ્તરાજના મુખેથી મ્હારા મિત્ર અજ્ઞાનદેવની ગૂઢાર્થભરી મશ્કરી થવી ન ઘટે ! હું હાથમા પાણી બતાવી અજ્ઞાનદેવના હાથમા સોપુ છુ અને તે તે જ પદાર્થને વરાળરૂપે દેખાડે છે, વળી કોઈને બરફરૂપે દેખાડે છે—એ તો અમારો પરસ્પરનો સકેત છે ! એક જગાએ દિવસ અને બીજી જગાએ રાત્રિરૂપે દેખાવા માટે અમે બન્ને મિત્રો કામ વહેચી લઈએ છીએ ( મસ્તના કાનમાં ) અને કહી દઉ કે હવે ત્હા માયાવીપણુ ?—મ્હને ત્હારા જમણા હાથ તરીકે અને અજ્ઞાન દેવને ત્હારા ડાબા હાથ તરીકે વાપરી એક હાથથી ચીજ છુપાવી બીજા હાથમા બતાવવાનો ખેલ કરનાર ઉસ્તાદ તું જ કે કોઈ બીજો ?

મસ્ત —શુ પાછુ જ્ઞાનનુ વમન થવા લાગ્યુ કે ? જો પેલ્લુ નાચતુ-કૂદતુ-ગાતુ ભુલણુલ કોણુ આવે છે ?

કેક્કડ —સઘળી અકડાઈને છોડી બેઠેલો ફક્કડ મસ્ત મેહે ફીલની ખુશબોથી બેચાઈ આવે છે આતા માગવાના વિવેકની પણ અકડાઈ એને પાલવતી નથી.

પથ —મિત્ર ક્યા વિચારથી ત્હમારી અકડાઈ છૂટી તુ ફક્કડ થયો તે કહેશો ?

ફેક્કડ —આ સાડાનણુ હાથના, પાંચ ભૂતોથી વસાયલા ભાડૂતી સ્થૂલ દેહને અર્થાત્ ત્હેના બધારણને વિચારપૂર્વક જાણી લેવાથી 'દેહ એ હું' એવુ ભાન ઓગળી જાય છે એ સ્થૂલ દેહમા 'દ્દષ્ટા'નો વાસો નેત્રોમા છે, સ્થૂલ ભોગ જાગ્રત્ અવસ્થા છે, વાણી વૈખરી છે, પણ એ સઘળુ હુ નથી એવો જો બોધ અતરમા થઈ જાય તો પછી એ સઘળાને કોઈ મારે કે પૂજે, નિંદે કે સ્તવે તેથી એને ઓળખી લેનાર ફક્કડ પુરુષને સ્નાનસૂતક કાંઇ ન લાગી શકે, હર્ષ યા શે૦ ન થવા પામે. કારણ કે ફક્કડ તો ગુરૂના અનુભવરૂપ ચરણોમા લીન થયો ! આયનામા મુખ પ્રતિબિંબરૂપે દેખાય છે ખરૂં, તથાપિ ખરેખર તો મુખ આયનાથી ભિન્ન જ હોય છે આ પ્રમાણે વધુ આગળ વધીને જોવાની જ્હારે લગની ઉત્પન્ન થાય છે ત્હારે મનની અહગ્ની સઘળી કલ્પનાઓ બધ પડે છે અને ઇંદ્રિયો, વિષયો અને પ્રાણોમા પણ એ જ બોધ ઠસાય છે હવે એ જ મુજબ આગળ વધી લિંગ દેહમા એ જ બોધને વ્યાપ્ત કરવો. લિંગ દેહનો દ્દષ્ટા વિષ્ણુ, સ્થાન કઠ, અવસ્થા સ્વપ્ન, ભોગો કાલ્પનિક, વાચા મધ્યમા,—એ સર્વને ઉપર મુજબના બોધમા ધકેલવાને પરિણામે એ જ પદમાં એઓની 'સ્થિતિ' થાય અને તેથી સ્વભાન ઇંદ્રિયો પણ એ જ બોધમય બની રહે અને કોઈ ઇચ્છા જ બાકી રહે નહિ. એ સ્થિતિમાં ગુરૂ-શિષ્યનો બોધ પણ 'દ્દષ્ટા'નો

આનંદ જ થાય, એટલે લિંગદેહનો ભેદ પણ 'વસ્તુ' થઈ જાય! હજુ આગળ વધવુ અને સ્થૂલ તેમજ સૂક્ષ્મ બન્નેનુ જે **कारण** કે જે **अज्ञान** છે તે પણ દૂર થઈને ત્હેને સ્થાને **बोध**રૂપ આસન સ્થિર થવા દેવુ મિત્રો! **कारण** રૂપ **सुषुप्ति** અવસ્થા છે અને આનંદના ભાસની પ્રાપ્તિ હૃદયમા થાય છે, પણ એ સવળાઓની વસ્તી 'વસ્તુ' થઈ, એ ત્રણેનુ એકાકારપણું થયુ, જ્ઞાનગ્મ ભરાઈ ગયો, અને ત્યાર બાદ જ આત્માનો બોધ થયો અહો મિત્રો! સ ગુરૂ સમેત આત્માની ભેટ થતા જ ત્રણ ગુણોરૂપી ત્રિપુટી તો ઉડી જ ગઈ અને ત્હેને સ્થાને ફક્ત **अनुभव** જ ઠેરી રાકયો મિત્રો! સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહોનું જે **ज्ञान** તે જ '**महा कारण**', પરન્તુ એ 'મહાકારણ'નો પણ **साक्षी** તો **पोते** જ રહ્યો! તૂર્યાવસ્થા પણ, જેવી રીતે ઝાડ પરથી ફલ પાકીને ટૂટી પડે તેવી રીતે ધલાઇ ગઇ, એટલે પછી **पोते** જ **साक्षी** થયો પછી તો એ **साक्षी**પણુ પણ ધનાઈ જઇને વસ્તુત '**वस्तु**' જ થયો–રહ્યો!

સાઈ—ખૂબ કહી, મિત્ર ફક્કડ! ભલે આવ્યો તું આ મેહેફીલમાં!

ફક્કડ —એ 'હું'–'તુ' મ્હારી પાસે નથી
સાઈ—ત્યહારે બીજા કોની પાસે છે તે?
ફક્કડ —જે 'પૂછે' ત્હેની પાસે છે
સાઈ—ત્હારે તો **हम–तुम दोनों चूप**!
[ બન્ને તુષ્ણી થાય છે ]

***

પંથ—મિન મસ્ત! તુ કાંઈ જોવા–સાભળવા–બોલવા સબંધી નવી કળા કહેતો હતો ને?

મસ્ત —નવુ કાંઈ જ નથી બધુ અનાદિ છે! જો સાભળ જે એક **परमात्मा**ને ભજતો નથી તે 'માણસ' નહિ પણ પશુ' છે જહેની આખો પરમાત્માની જ્યોતિને જુએ છે ત્હેની આખો

પછી બીજા કશાને જોતી જ નથી (બધુ એને જ્યોતિરૂપ જ લાગે છે) જેણે એક વખત પરમાત્માના અનાહત નાદને સાભળ્યો છે ત્હેના કાનો પછી શાસ્ત્રોના શબ્દોને, ન્યાયના સુત્રાને, દુનિયાના લોકોના બકવાદોને તેમ જ નિંદાસ્તુતિને સાભળી શકતા જ નથી જેણે પોતાનું દીન તે **ખરા** પરમ પ્રેમીને અર્પણ કર્યું છે તે પછી બીજા કોઈ કે કશાથી પ્રેમ કરતો નથી જે તે **ખરા** જ્ઞાનસ્વરૂપમા ઘવાઈ ગયો છે ત્હેને પછી દુનિયાના સઘળા વિષયો 'તુચ્છ' લાગે છે આ અજબ પ્રકારની મસ્તી જેનામાં પ્રકટ થાય છે ત્હેની આખો સઘળુ દશ્ય જોવા છતા કાંઈ જ જોતી નથી, કાનો સાભળતા હોઇને પણ કાઇ જ સાભળતા નથી, મ્હો બોલતું હોઇને પણ અમોન છે, તે મઘળુ કરીને પણ અકર્તા છે, સઘળુ ભોગવીને પણ અભોક્તા છે કારણ કે, **जाग्रतमां** પણ ત્હેની હાલત सुषुप्तिवत् થાય છે

પથ —પિણ્ડ-બ્રહ્માણ્ડનો આવો અત્યતાભાવ જેણે કર્યો છે તેવા મસ્તોની મેહેફીલમા ભિન્ન ભિન્ન ધર્મો સંપ્રદાયો અને વાડાઓ સ્થાપનાર મિથ્યાભિમાનીઓને દાખલ ન કરવા જોઇએ

મસ્ત —નહિ, મિત્ર નહિ. મસ્ત મેહેફીલને કોઈ કે કશુ મર્યાદિત કરી શકે નહિ જે આવવા માગે અને આવી શકે તે તે સર્વને માટ આપણા દ્વાર ખુલ્લા જ હોય. **'यार' को 'यारी से काम –'फैलों'से नहीं !** મસ્તોનુ હૃદય સર્વ ધર્મોનું ઉત્પત્તિસ્થાન છે, વિશ્વસમ્મેલનનુ મદિર છે જ્યહા મસ્તોના મોરચા પડ્યા હોય ત્યહાં સાધારણ લોકોના મિથ્યા બકવાદો નીકળી જ શકતા નથી પરમ ઐશ્વર્યનાં કિરણો મોહ, ક્રોધ, શોકના થરને પીગળાવી નાખવાને પુરતા સામર્થ્યવાન હોય છે મનુષ્ય ભલે ગમે તે ધર્મને સેવતો હોય પણ તે તેણે હૃદયમા–માતા જેમ ગર્ભને ધારણ કરે છે અને સેવે છે તેમ–'ધારણ' કરવો જોઇએ અને 'સેવવો' જોઇએ સ્ત્રી જેમ પોતાને વધુમાં વધુ પ્રિય હોય ત્હેની જ પાસેથી

એ ચેલું તત્ત્વ ગર્ભમા ધારણ કરે છે તેમ પુરૂષે પોતાને વધુમા વધુ પ્રિય હોય એવા પાસેથી જ ધર્મબોધ ખેચવો જોઇએ સ્ત્રી જેમ નવ માસ ગર્ભની રક્ષા અને અભિવૃદ્ધિ તરફ નજર રાખીને જ સઘળો વ્યવહાર કરે છે અને એ જ દૃષ્ટિબિંદુથી છોડવા યોગ્ય છોડે છે, તેમ ધર્મીએ ધર્મના બોધને જાળવી રાખવા અને વિકસાવવાના દૃષ્ટિબિંદુથી જ સર્વ વ્યવહાર કરવો જોઇએ આ પ્રમાણે પૂર્ણ **વિકસાયમાન થયેલો** ધર્મ જ—પછી તે ગમે તે ભલે હો—ધર્મીને પોતાને નીચે પડતા ધરી રાખે છે અને આગળ વધવાને અવકાશ આપે છે જેને જે ભાવથી રક્ષો તે જ તેવી રીતે ત્હમને રક્ષે. આ રીતે જેઓ કોઈ પણ ધર્મને સેવે છે તેઓ પોતે પણ જાણવા ન પામે એવી રીતે, વિકાસ પામતા પામતા પથ અને વાડાને વટાવી જાય છે અને વિશ્વભાવના અમર્યાદ મેદાનમા પોતાને જુએ છે ત્હાં પછી ધર્માધપણુ જ નથી તો શત્રુતા અને ઝઘડા અને વિતંડાબાદ અને ધર્મયુદ્ધોની કે નિંદાસ્તુતિની ગંધ પણ કેવી? 'સઘળાથી પ્રેમ કરો'! 'જૂદાઈ ન રાખો!' 'સઘળા ધર્મો સરખા છે'! એવા મિથ્યા બકવાદથી કે એવાં ગોખણોથી કાંઈ આ **પરિણામ** ન આવી શકે, હવાઈ ખ્યાલોને નહિ પણ ચિત્તમા ધારણ કરેલી પ્રિય ભાવનાને બનકર શ્રદ્ધાથી—પ્રેમથી—નિશ્ચયથી પકડી રાખીને જેઓને આગળ કુચ કરતા શિખવવામા આવે તે જ ખરો ધર્મી બને અને પછી તે જ વિધર્મીને પણ સમદૃષ્ટિથી જોતા આપોઆપ શિખે અને છેવટે અધર્મી મનવા પામે બાકી જેઓ 'ધર્મના નામે લડે છે કે નન્દા કરે છે તેઓ તો ધોબીના કૂત્તા છે જેઓ નથી ઘરના કે નથી ઘાટના! બીજાઓનો લાખોનો માલ લૂટતી વખતે એમને એમનો ધર્મ આડો આવતો નથી, જો કે તે માલ બીજાનો છે, અને માત્ર બીજાનો ધર્મ તેઓ લઈ તો શુ પણ જોઈ પણ શકતા નથી, કારણ કે તે બીજાનો છે! પોતાનો ધર્મ જ જેઓ જાણતા નથી તેઓ જ આવુ હમ્બગ

કરે છે સાધારણ વર્ગમાં રહેલો વહન કરવાનો અર્થાત્ અનુસરવાનો સ્વભાવ અને ધૂર્તોમા રહેનો શિકાર ખેલવાનો સ્વભાવ, એ બેના સંયોગથી દુનિયામા મુખ્યત્વે આવુ જ દશ્ય નજરે પડે

ફક્કડ —મિત્ર પથ! ત્હારે તો દુનિયામાથી પથો નાબુદ કરવાને ત્હારે જ કમર કસવી જોઇશે!

પંથ —એ ટોકારની કાઈ જરૂર નથી દોસ્ત ફક્કડ! મિત્ર મસ્તે વાતવાતમા કહી દીધુ તેમ હુ વાતવાતમા વર્તતો આવ્યો છુ. હું તો રાહદારીઓને એક બીજો રસ્તો ચીંધી માગ ન્હડાવ્યા બાદ જેમ જેમ રાહદારી આગળ ચાલતો જાય છે તેમ તેમ પથ કાપતો જાઉં છું પથ બતાવનાર હું તેમ જ પથ કાપનાર પણ હું જ છુ, તે કેટલાં મૂર્ખાઓ જાણે છે? લોકો તો રસ્તાને વળગી બેસે છે–પરણી બેસે છે–બાથ ભરીને ચોટી રહે છે અને સુખેથી પ્રાર્થનાની બૂમ મારે છે કે "હે મ્હારા એકલાના કલ્યાણ ખાસ દેવ! ત્હારી વાહવાહ કોઈ કરે યા ન કરે પણ હું તો ત્હારી એટલી સેવા જરૂર કરીશ અને મ બામા તું મ્હને ત્હારી મુક્તિ સુદરીમાં ઝટપટ ભાગ આપજે!" આવાને ખુદ બ્રહ્મદેવ પણ શુ કરી શકશે? એક છોકરી પણ આટલુ તો જાણે છે કે જન્મ લેવા માટે અને બાળકપણું પસાર કરવા માટે એક ઘર અનુભવ લેવા માટે બીજું ઘર, અને છેવટે બધુ ન્હાઈ નાખવા માટે ત્રીજુ ઘર કરવુ પડે કન્યા ધર્મ, વધુ ધર્મ અને ત્યાગ ધર્મ એમ જૂદા જૂદા ધર્મોમાં થઇને તેણીએ પસાર થવુ જોઈએ અને પુરુષને એક જ ધર્મમા પડી રહેવુ છે–ના ધર્મ મા પણ નહિ, માત્ર ખ્યાનમા–ગર્ભમાં!

સાઈ—રે ગર્ભ પણ સાંકડા દુર્ગંધમય સ્થાનમા માત્ર પક્વ થવા ખાતર જ પડી રહે છે, પછી તો બહાર નીકળવા તલપાપડ થાય છે અને એને ધારણ કરનારને દુ ખ થાય તો પણ બલાત્કારથી બહાર નીકળી આવે છે

**ભાવસિંહ** —વ્યક્તિ એ સમષ્ટિની જ પ્રતિકૃતિ હોઇ દરેક વ્યક્તિ અતૃપ્ત—અસંતુષ્ટ જ દેખાય છે કારણ કે ગમે તેટલુ મેળ યુ હોય પણ જે પૂર્ણ એક વખત ત્હેની પાસે હતુ અને જ્હેનુ છુપુ ભાન તો ત્હેનામા છે જ ત્હેના મુકાબલામા બધુ ઓછુ જ લાગે અને વધુ ને વધુ મેળવવાની ઇચ્છા ર્હ્યા જ કરે ભીખારી શ્રીમત બને તો પણ રાજાને જોઇ પોતાનુ સુખ અપૂર્ણ લાગે રાજ મળે તો ચક્રવર્તીને જોઇ ઇર્ષા થાય, અને ચક્રવર્તીને ત્રિલોકના રાજ્યની ક્ષુધા થાય આમા ન થવા યોગ્ય કાઇ થતુ નથી પૂર્ણને અપૂર્ણથી સંતોષ ન જ થવો જોઇએ પરન્તુ આગળ વધવા વિના નવા જયો નથી, અને મેળવેલી પ્રાપ્તિને પૂક કર્યા વિના આગળ વધ નાનું નથી '**મેળવો, અનુભવો, પૂક કરી આગળ વધો**' એ જ પૂર્ણતા પ્રાપ્તિનો મ ન્ત્ર છે આ રીતે જેઓ કોઇ પણ ધર્મને સ્વીકારે તેઓમાં તેઓની પ્રગતિ જ શુદ્ધ પ્રેમ ઉત્પન્ન કરી આપે છે, કે જે પ્રેમ યજ્ઞરૂપે છે, શક્તિરૂપે છે, આનંદરૂપે છે

**ભક્તિજાન** —કેવુ સુદર સત્ય કહ્યું, મ્હારા અધિષ્ઠાન! પ્રેમનો સૂર્ય જે હૃદયમા પ્રકટે છે ત્હેને સર્વત્ર પ્રકાશ જ દેખાય છે એ હૃદયનુ કિરણ જડ પર પડે તો ત્ય્હા પણ થનથનાટ મચાવે છે પણ પોતાપણાને હૃદયની ભૂમિ પરથી બાળી નાખે તો જ ત્ય્હા સૂર્ય પ્રગટી શકે પ્રેમ જબરો યજ્ઞ માગે છે અને એ યજ્ઞ પછી તો કદી જાય નહિ એવુ બળ આપે છે અને પરમ સ્થાન આપે છે કે જ્હાથી કોઈ હટાવી શકે જ નહિ

સાઇ —વાહ મૈયા વાહ! "પડે જબ ઇશ્કકે ફંદે, ગયે ઘરબારમે લૂટે,
મઝે લૂટે ઉન્હોને, જો હર હાલમે છૂટે!"

**પંથ** —(મજાકમા) વાહ, ખુબ કહી! ઘરબાર લૂટાવી દેવાં હોય તે પડશે એ ઇશ્કના ફંદમા! આજ તો લોકોને બીજાના ઘરબાર લૂટવા છે—જો કે લૂટવાનુય બળ તો એમનામાં તો છે નહિ!

જ્ઞાનદેવ—અને ક્યાંથી હોય? બળ તો નવુ નવુ ખાવુ, પચાવવુ, અને બહાર ફેંકવુ એ ત્રણે ક્રિયાઓ અનુક્રમે અને નિરતર ચાલુ રાખે ત્યારે જ આવી શકે છે માત્ર ખાધાં જ કરે એ તો મરે કે સડે પચાવવારૂપ તપ અને ફેંકવારૂપ યજ્ઞ એ બન્ને પગ પર લાખો કાળ ચાલ્યા કરે ત્યારે અંદરથી બળ પ્રગટે, અને બળને તો ફુરવાની સ્વભાવરૂપ હોય "

ઉદાસી—પણ ઉચી ભૂમિકા પર વસતા જીવો એવા પ્યાર કરવાએ નવરા થતા નથી. દાખલા તરીકે મિત્ર મસ્ત! એની મસ્તીને રોકનાર કોણ છે ત્રણ લોકમાં? કાળ પણ ત્હેની સામે આવે તો માર્યો જાય! એક સ્થાને પડ્યાં રહી સડે તેવાનું દશ્ય કાળ સહન કરી શકતો નથી તેથી આરોગ્ય અને સૌંદર્યનો શોખી કાળ તેવાને ઉપાડી જાય છે પણ સહજાસહજ જેનામા ખાવા-પચાવવા-ફેંકવાની ક્રિયા નિરતર ચાલ્યા કરે છે અને પરિણામે જે "ક્ષણે ક્ષણે નવો" અને નવા આરોગ્યવાળો રહે છે ત્હેને સ્પર્શ કરવાને પણ કાળની હિંમત ચાલે નહિ.

જ્ઞાનદેવ—ઠીક સ્મરણ કરાવ્યુ બહારના પદાર્થોની અસર અદર થાય છે એનું કારણ એ છે કે જ્ઞાનેંદ્રિયોની સહાયથી બહારના પદાર્થોનુ જ્ઞાન અંદર જાય છે, અને એ નવા ખોરાકથી વધતી અદરની શક્તિ પાછી કર્મેન્દ્રિયો દ્વારા બહાર ઠલવાય છે આ પ્રમાણે જ્ઞાનેદ્રિયો અને કર્મેન્દ્રિયો પોતાની નિરતર ચાલતી ક્રિયાથી બળ વધુ ને વધુ પ્રમાણમાં પ્રગટાવતી રહે છે બન્નેની ક્રિયા ચાલુ રહેવી જોઇએ. જો કોઇ મનુષ્ય માત્ર બહારથી જ્ઞાનને ભરતો જાય અને અદરના બળને બહાર કહાડવાના ન્યાય। તો તે બળવાને બદલે ઉલટો સડવા જ પામે. પોથાપડિતોમા ફુરણા નથી હોતી એનું મૂળ કારણ આ જ છે એવાઓ ભલે 'બ્રહ્મ,' 'આત્મા,' 'ચૈતન્ય' આદિ શબ્દો ઉચ્ચાર્યા કરે કે ત્હેની લાંબી ચોડી વ્યાખ્યાઓ કર્યા કરે, પણ બ્રહ્મની ખુમારી એમ-

નામાં પ્રગટી શકે જ નહિ! મસ્તીનો પ્યાલો તે જ પી શકે કે જે ભોગ આપવા અને લેવારૂપ જ જીવન જીવતો હોય! જે મરીને જીવતો હોય અને જીવવા છતા મરેલો હોય અર્થાત્ જીવવુ-ન જીવવુ બન્ને ભાવો જેનામા એકત્ર હોય. શકર સ્મશાનમા ખડખડ હસે છે પરસ્પર વિરોધી ભાવોનો એકસ્થાને એકાકાર એ જ શકરનું સ્મશાન હાસ્ય!

ફક્કડ—ઓમ બોમ ભોલા!

ઉદાસી—સર્વત્ર સ્મશાન!

જ્ઞાનદેવ—મુડદાના ભડકાનો નિરતર નાચ!

મસ્ત—

ફૂલ બાજે બજ કર ટૂટ ગયે, આવાજ લગી જબ લહેરાને
ઔર છમ છમ ઘૂઘરૂ બદ હુએ, જબ ગતકા અંત લગે પાને

ભક્તિજાન—

સગીત નહીં યહ સગત હૈ, નટની ભી જિસકો નટ માને!
યે નાચ કોઈ કયા પહચાને? યહ નાચકો નાચે સો જાને!

જ્ઞાનદેવ—

જો આગ જિગરમે ભડકી હૈ ઉસ મશાલકી ઉજ્યારી હૈ
જો મુહ પર હુસ્નકી ઝર્દી હૈ, ઉસ ઝર્દીકી મબ લાલી હૈ
જિસ ગત પર ઉનકા પાવ પડા, ઉસ ગતકી ચાલ નિરાલી હૈ,
જિસ મજલિસમે વો નાચે હૈ, વો મજલિસ સબસે ખાલી હૈ!

ભક્તિજાન—

સમ ધરના બઢના ફેક ઇધર, ઔર ધ્યાન ઉધર પર ધરતે હૈ,
બિન તારો તાર મિલાતે હૈં, જબ નૃત્ય નિરાલા કરતે હૈ
બિન ગહને ઝમક દિખાતે હૈ, બિન જોડે મનકો હરતે હૈ
બિન હાથોં ભાવ બતાતે હૈ, બિન પાવ ખડે ગત ભરતે હૈ

જ્ઞાનદેવ—

થા જિનકી ખાતર નાચ કિયા, જબ મૂરત ઉનકી આય ગઈ,
કહીં આય ગયા, કહીં નાચ ગયા, ઉડ તાન કહીં લહરાય ગઈ

જબ ઉથ છમીસે સુંદરકી, જબ નયનો એર છાય ગઈ,
એક મુર્ચ્છા ગતસે આય ગઈ, ઔર જ્યોતમે જ્યોત સમાઈ ગઈ.

મસ્ત —જ્યોતમે જ્યોત સમાઇ ગઇ !

[ મવળા તુષ્ણી થાય છે ]

***

કક્કડ —મિત્રો ! લોકો બલાબલની વાતો કરે છે, પણ બળવાન તો તે છે કે જેને પોતાની અંદરના બળ પર વિશ્વાસ છે

જ્ઞાનદેવ —અને જે વિશ્વાસને પોતાના દીલમા સ્થાન આપી નાક્યો છે તે તો પછી સઘળુ કરી શકે છે, અને સઘળુ જ્ઞાન એ વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે જ છે બ્રહ્મજ્ઞાન પણ બ્રહ્મ અમર્યાદિત છે' એનો વિશ્વાસ ઉત્પન્ન કરાવીને પછી 'અને હું જ તે બ્રહ્મ છુ' એવા વિશ્વાસને હૃદયમા ઓતપ્રોત કરવા માટે જ છે જ્ઞાન સાધન છે સાધ્ય નથી. દઢાયમાન થયેલા જ્ઞાનની એક માત્ર ચીણગારી અનેક રીતે સાધન થઇ પડે છે અગ્નિ આપણને પ્રકાશ આપી માર્ગ સુઝાડે છે અને ભય દૂર કરે છે, અગ્નિ આપણને ગરમી આપી ઠંડી અને ઠંડીને લીધે થતી અકડાઇને હટાવે છે, અગ્નિ આપણી આસપાસની બીનજરૂરી અને નુકસાનકારક ચીજોને બાળી આપણો માર્ગ સપાટ કરી આપે છે અગ્નિ સ્થૂલ પદાર્થને પચાવી સૂક્ષ્મ શક્તિરૂપ બનાવી આપણને પ્રગતિ કરાવરાવે છે, અને આખુ શહેર કે જગત જો કોઇ પણ કારણથી દુ ખ કે ભય કરનાર બન્યુ હોય તો અગ્નિ ત્હેને સદતર બાળી આપણને દુ ખ અને ભયથી મુક્ત કરે છે અને બરાબર એ જ ક્રિયાઓ જ્ઞાના ગ્નિથી બને છે મ્હોટામાં મ્હોટા જ્ઞાની–બ્રહ્મજ્ઞાની–'હું જ બ્રહ્મ છું' એવા વિશ્વાસને જે પોતાના હૃદય સાથે ઓતપ્રોત કરી શક્યો છે તેનો પુરૂષ તો આખા વિશ્વને–ત્રણ લોકને–અને તે સાથે પોતાના પણ બન્ને દેહોને (સ્થૂલ તેમજ સૂક્ષ્મને) જ્ઞાનાગ્નિની ચીણગારીથી બાળી ભસ્મ કરે છે, અર્થાત્ સર્વનો 'અત્યંતાભાવ' કરે છે ત્હેના

ભાનમાં તે અને વિશ્વ બેઉની હયાતી નથી રહેતી, પણ માત્ર પોતાની જ હયાતી ખડી રહી બીજુ બધુ વિસ્મરણ થાય છે 'દુનિયા નથી' એવો વિચાર એ જ દુનિયાનો 'અભાવ' એ અભાવના વિચારમા લાખો રસ્તો કાપતા–વણે દૂર સુધી જતા–વિચાર જ અટકી પડે એ સ્થિતિનુ નામ દુનિયાના અભાવના વિચારનો અંત. અને એ અત જે **એક ભાન**મા મૂકી આપે એનુ નામ દુનિયાનો અત્યતાભાવ બધુ બાળતા જે એક પોતે જ રહ્યો, જેને કોઇની કે કશાની ભીતિ તો શુ પણ દરકારે કરવાની ન રહી, તે જ ફક્કડ ! એને ક્રોડો ગુન્હા માફ–કારણ કે ગુન્હો એ પણ આખા વિશ્વ સાથે બળી ગયેલો પદાર્થ છે ! અકડાઈ જેની દૂર થઇ છે અને આજુબાજુમા કાંઈ રહ્યુ નથી તેવો તે ફક્કડ ચોતરફ અને ઉચે તેમ જ નીચે ગમે તેમ હાથપગ ચલાવી શકે છે એ તદન સ્વતત્ર છે

ફક્કડ—'હું જ તે બ્રહ્મ છુ' એવુ જ્ઞાન **કોને** થાય છે? મિત્ર! **કૂટસ્થ** તો નિર્વિકાર અને પોતેજ જ્ઞાનસ્વરૂપ હોઇ ત્હેને જ્ઞાન થાય છે એમ કોઈ કહે તો ત્હેનો કાંઈ અર્થ જ નથી. અને દેહ જડ હોઈ **એને** જ્ઞાન થાય છે એમ કહેવુ એ પણ હસવા સરખુ થાય વળી ચિદાભાસ તો **ભ્રમ** છે અને તેથી **બ્રહ્મ**થી ભિન્ન છે, ત્હારે તો 'હું બ્રહ્મ એવુ જ્ઞાન પણ ભ્રમરૂપજ ગણાય. સર્પથી ભિન્ન એવી દોરીને સર્પ કહેવો એ જેમ ભ્રાન્તિ–ભ્રમ છે, તેમ જ ચિદાભાસને 'હું બ્રહ્મ' એવુ જે જ્ઞાન થયુ ત્હેને કાઇ **યથાર્થ જ્ઞાન** કહેવાય નહિ.

**જ્ઞાનદેવ** (ફક્કડના કાનમા) —ત્હારો પ્રશ્ન ફરેબ છે! પણ મ્હારા શિષ્ય ભાવસિંહને વસ્તુસ્વરૂપ ઠસાવવા માટે આવા ફરેબ કરવાને પણ ફક્કડ સ્વતત્ર છે (ચાહન) દોસ્ત, સુદર પ્રશ્ન કર્યો 'હું બ્રહ્મ છુ' એવુ જ્ઞાન **ચિદાભાસને** થાય છે એમ જે કહેવાયુ ત્હેનો અર્થ એ જ કે કુટસ્થ અને ચિદાભાસ બન્નેના સંયુક્ત

સ્વરૂપને એ જ્ઞાન થાય છે બહારની સૃષ્ટિમાં જેમ છે તેમ જ અંદરની સૃષ્ટિમા હોવાથી અંદરની સૃષ્ટિ સમજવા માટે બહારની સૃષ્ટિનું દૃષ્ટાંત લઇએ 'હું બ્રહ્મ છુ' એ સ્થાને વાડીલાલ મોતીલાલ શાહ' એ શબ્દો રાખો, અને માનો કે આપણી સમક્ષ એ નામ ધારી વ્યક્તિ જ પોતાનું એ નામ ઉચ્ચારે છે એનું નામ તો 'વાડીલાલ' છે પણ તે સાથે 'મોતીલાલ' એવો પણ શબ્દ તે કેમ બોલે છે ? કયુ સ્મરણ એ શબ્દ બોલાવે છે ? મોતીલાલ નામની વ્યક્તિનો તે વિસ્તાર છે એવુ છૂપું ભાન 'હું વાડીલાલ' એ ભાનની નીચે રહીને પણ પ્રેરણા કરે છે અને ત્રીજો શબ્દ 'શાહ', શુ સૂચવે છે ? એ અટક મૂળપુરૂષના કોઈ ગુણ વિશેષને જાહેર કરનાર ચિહ્ન છે મોતીલાલથી પણ અગાઉ થયેલા કોઈ પૂર્વજમા આમવર્ગમા ન દેખાતો હોય એવો કોઇ ખાસ ગુણ–શાહુકારીનું અનોખુ તત્ત્વ–જોવામા આવવાથી આમવર્ગે એને શાહ' એવુ ચિહ્ન આપ્યુ એ પુરૂષ પોતે શાહ, અને એનાં સંતાન પણ શાહ જ મોતીલાલ શાહ, તેમ જ વાડીલાલ પણ શાહ.

વાડીલાલ મોતીલાલ શાહ' એ કથનમા 'શાહ' વાડીલાલની તેમ જ મોતીલાલની સંયુક્ત મિલ્કત છે, જેમ 'હું બ્રહ્મ છુ' એમાં 'છુ' એ હું તેમ જ બ્રહ્મની સંયુક્ત મિલ્કત છે,–અર્થાત્ 'છે' પણું–અસ્તિત્વ–સત્ હોવાપણું–બ્રહ્મને તેમ જ હુંને બન્નેને છે અસાધારણ ખાસ ગુણ (શાહુકારી) ધરાવતી આજે જેનું નામ પણ ભૂલાઈ ગયુ છે એની કોઇ પૂર્વની વ્યક્તિ (અથવા આદિ પુરૂષ) મોતીલાલમાં થઇને વાડીલાલમા જન્મી–વિસ્તરી અને આજે માત્ર વાડીલાલ એકલો જ દેખાતો હોવા છતા એને તો ભાન હોય જ કે તે 'મોતીલાલનો વિસ્તાર' છે અને મોતીલાલ એ કોઈ પ્રાચીન પુરૂષનો વિસ્તાર છે અને એ પ્રાચીન પુરૂષ તે કોઈ ગુણવિશેષ છે એટલે જ્યારે કોઈ વાડીલાલને પ્રશ્ન કરે કે તું કોણ, ત્હારે ત્હેને તો 'વાડીલાલ મોતીલાલ શાહ' એ નામ બોલવાની સાથે આદ્ય પુરૂષના

ખાસ ગુણનુ તેમ જ એ ગુણના પ્રતિનિધિરૂપ પોતાના પોતા મારફત જન્મેલા જનકનું સ્મરણ થઈ આવે છે 'હું બ્રહ્મ છુ' એમા 'હુ' એ સતાન છે, 'બ્રહ્મ' એ જનક છે, અને 'છુ' એ આદ્યપુરૂષનો ગુણ–સદા હોવાપણુ અથવા અમરતા–છે 'હું' જૂદો–એકલો દેખાવા છતા એમા બ્રહ્મ છે તેથી જ તે એટલે ચિતાભાસ એમ બોલે છે કે 'હુ બ્રહ્મ છુ'

**ભાવસિંહ** —તળેટીના વાસીને ગિરિશિખરના વાસીનો અનુભવ કરાવવાની કેવી સુદર રીત ! વારૂ પછી ?

**જ્ઞાનદેવ** —ખોટુ બોલ્યો, માટે હવે હું આગળ નહિ ચાલું તળેટીના વાસીને માટે બકવાદ કરવા અમે નવરા નથી ! એ તો અમારી જ કિમત કરાવવા સરખુ થાય શુ અમે જેની પાસે બોલવાનુ પસદ કરીએ છીએ તે કોઇ જમીન પરનો કીડો જ છે ?

**ભાવસિંહ** —અને એમ હોય તો પણ શુ હરકત આવે તેમ છે ? દેવ ! કીડો પણ હોય, પણ કીડાનું નામ 'ભાવસિંહ જ્ઞાનદેવ" જ્યહા સુધી છે ત્યહા સુધી શુ ચિંતા છે ?

**મસ્ત** —શા આ બાસ, કીડાથી ક્રીડાતીતનો તાર જોડનાર બહાદૂર માબાસ !

**ઉદાસી** —મિત્ર ભાવસિહ ! આત્મામા અજ્ઞાન કેવી રીતે આવતુ હશે ? જ્ઞાનપ્રકાશને સ્થાને અજ્ઞાન તિમિર કેમ સભવે ?

**ભાવસિંહ** —સ્વપ્ન રહિત ગાઢ નિદ્રામાથી એટલે સુષુપ્તિમાથી એક માણસ જાગી ઉઠે અને ત્હેને કોઈ અનુભવ પૂછે તો કહે કે 'તે વખતે શુ થતું હતું કે અનુભવાતું હતું ત્હેની મ્હને ખબર નહોતી ઉઠ્યા પછી હવે એટલુ કહી શકુ છુ કે એ સ્થિતિની અપેક્ષાએ અત્યારે સુખની ઓછપ અથવા ખામી લાગે છે' એ કથન પરથી સ્પષ્ટ થાય છે કે ખબર ન હોવાપણુ અથવા અજ્ઞાન તેમ જ સુખ બન્નેનો અનુભવ એક સાથે હોવો શક્ય છે એટલે કે આત્મપ્રકાશ અજ્ઞાનને બાધક નથી

ઉદાસી —તો પછી, મિત્ર જ્ઞાનદેવ ! અજ્ઞાન અને જ્ઞાનનો જે વિરોધ અનુભવમા આવે છે ત્હેનું કારણ શુ હશે ?

જ્ઞાનદેવ —જ્ઞાનનું સ્વરૂપ સ્હમજાતા એ વિરોધ વિદાય થાય છે જ્ઞાનના બે પ્રકાર છે સ્વરૂપજ્ઞાન અને વૃત્તિજ્ઞાન પદાર્થો પર વૃત્તિને મોકલીને જે જ્ઞાન મેળવાય તે વૃત્તિજ્ઞાન. અને કેવળ જ્ઞપ્તિરૂપ જે આત્મભાન ત્હેને સ્વરૂપજ્ઞાન કહે છે વૃત્તિજ્ઞાન એ વિશેષ ચૈતન્ય અને સ્વરૂપજ્ઞાન તે સામાન્ય ચૈતન્ય. જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થવી જોઇએ એનો જે નિયમ તે વૃત્તિજ્ઞાનને અગે છે, સ્વરૂપજ્ઞાનને તે નિયમ લાગુ પડતો નથી લાકડામાં વ્યાપીને રહેલો અગ્નિ તે લાકડાને બાળતો નથી તેમ જ અધકારને હટાવવાનું પણ કામ કરતો નથી, પરન્તુ એ જ લાકડાના મથનથી—પરસ્પર બે લાકડાના ઘર્ષણથી—પ્રગટ થયો એવો જે અગ્નિ તે જરૂર લાકડાને બાળે છે તેમ જ અંધકારને પણ હટાવે છે તેજ પ્રમાણે, આત્માના સામાન્ય પ્રકાશથી અજ્ઞાનનો નાશ નહિ થવો તો પણ તે જ આત્મચૈતન્ય જો વૃત્તિમા પ્રતિબિંબિત થયું હોય તો, અજ્ઞાનનો નાશ અવશ્ય કરે છે

ભક્તિજન —' અમુક પદાર્થ આખોથી જોવાઈ શકાતો નથી ' એવુ કહી શકવા માટે આંખો, આખોનો પ્રયત્ન અને પ્રયત્નની નિષ્ફળતા ત્રણે ચીજ જોઇએ, પણ જેને આખો જ નથી તે કહે કે અમુક પદાર્થ આખોથી જોવાઇ શકાતો નથી, તો ત્હેનું તે કથન વિશ્વસનીય ન ગણાય. અમુક ફળ દાંતોથી તોડાય તેમ નથી એમ કહી શકવા માટે પણ દાત હોવા જોઇએ તેવી જ રીતે આત્મા, બુદ્ધિ અને વાણીથી સ્હમજી-સ્હમજાવી શકાય તેવો નથી એવુ કહી શકવા માટે પણ બુદ્ધિ અને વાણી હોવાં જ જોઇએ, અને ત્હેમનો પુરૂષાર્થ પણ હોવો જોઇએ અને તેઓ થાકીને આપોઆપ અટકી પડે ત્યેટલી હદ સુધી પુરૂષાર્થને લબાવવો જોઈએ

જ્ઞાનદેવ —મ્હારે હવે વધુ સાભળ પદાર્થજ્ઞાન વિષે પણ એવો નિયમ છે કે ચિદાભાસ સહિત બુદ્ધિથી પદાર્થને વ્યાપ્યા વગર પદાર્થનું જ્ઞાન થઇ શકતુ નથી બુદ્ધિની વ્યાપ્તિ એટલે તેણીનું પદાર્થાકાર થતુ એવી વૃત્તિવ્યાપ્તિથી પદાર્થોનુ આવરણ માત્ર નષ્ટ થાય છે, પણ પદાર્થનુ જ્ઞાન થવા માટે એટલેથી જ બસ થતુ નથી, તેમ થવા માટે તો ચિદાભાસના પ્રકાશની જરૂર પડે છે કારણકે, બુદ્ધિ તો જડ છે પદાર્થજ્ઞાન વિષે જે નિયમ કહ્યો તે જ નિયમ આત્મજ્ઞાન વિષે પણ ઘટે છે,—જરા ભેદ રહે છે

ભાવસિંહ —મ્હારે એ ભેદને પણ પ્રગટ કરો તો ?

જ્ઞાનદેવ —પદાર્થજ્ઞાન થવામા જેમ પદાર્થને ' ઇદમ્ વૃત્તિ ' વ્યાપે છે, તેમ આત્મજ્ઞાન થવામા સાત્વિક અહવૃત્તિ આત્માને વ્યાપે છે પરન્તુ આત્મજ્ઞાન થવામા ચિદાભાસની અપેક્ષા નથી, ત્હેને ફક્ત અહવૃત્તિની જ વ્યાપ્તિ બસ છે, કે જે અહવૃતિ સાત્વિકી હોવી જોઇએ

ભાવસિંહ —એમ કેમ ?

જ્ઞાનદેવ —કારણ કે આત્મા સ્વયપ્રકાશ હોવાને લીધે એટલે કે તે નિત્ય સ્ફુરતો હોવાને લીધે, ત્હેને દર્શાવવા માટે બીજા પ્રકાશની જરૂર ન હોય તેથી, વૃત્તિમા ચિદાભાસ હોય તો પણ તે બ્રહ્મના પ્રકાશમાં લોપાઈ જઇને નિષ્ફળ ઠરે છે

ભક્તિજ્ઞાન —અધારામા પડેલા પ્રકાશને જોવા માટે આખો તેમ જ દીવો એ બન્ને સાધનોની જરૂર પડે છે, પણ ફક્ત દીવાને જ જોવો હોય તો આંખો જ બસ છે તેવી જ રીતે આત્મજ્ઞાન થવામા માત્ર બુદ્ધિની જ અપેક્ષા છે

ભાવસિંહ —તું ત્હારૂ ગૌરવ ક્યહા સુધી ગાયા કરશે ? વારૂ, કહે કે બુદ્ધિ આત્માને કેવી રીતે વ્યાપને ? પદાર્થને વ્યાપ્યા વગર તો ત્હેનું જ્ઞાન સભવતું નથી, અને આત્મા તો નિરાકાર છે, જેને બુદ્ધિ કેવી રીતે વ્યાપી શકે ?

અભિજ્ઞાન—મ્હારૂં ગૌરવ હું કાંઇ ફોકટ ગાતી નથી ! મ્હારૂં ગૌરવ મ્હારા બલિદાનમાં છે અને એ બલિદાનમાં જ, ત્હમારા પ્રશ્નની ચાવી છે, તે હું સાબીત કરીશ બ્રહ્મ બુદ્ધિનો વિષય નથી એવી ખાત્રી થવા માટે બુદ્ધિના પુરૂષાર્થની જરૂર છે એમ તો હમણાં જ કહેવાઈ ગયું છે એનો કાંઇ અર્થ હોય તો તે એટલો જ કે, બ્રહ્મનું અનંતત્વ બુદ્ધિથી સમજવું એ જ બ્રહ્મ-સાક્ષાત્કાર પ્રથમતો 'બ્રહ્મ અનંત છે, અને વાણી તેમ જ મનને અગોચર છે' એમ અનુભવી—અને તેથી જ વિશ્વસનીય—પુરૂષના મુખેથી સાંભળીને, પછી તે શ્રવણ પર પોતે મનન કરીને બુદ્ધિ એટલે અહંવૃત્તિ બ્રહ્મને વ્યાપવા ગતિશીલ બને છે, વ્યાપતાં વ્યાપતાં તે એટલી વ્યાપે છે કે જહેને વ્યાપવા તે દોડતી હતી ત્હેમાં અંત પામે છે એટલે કે મીઠું જેમ પાણીમાં લય પામે છે તેમ તે ધ્યેયમાં લીન થાય છે—ભળી જાય છે અને એવી રીતે થયેલો બુદ્ધિનો લય આત્મપ્રકાશથી પ્રકાશે છે, એ જ બ્રહ્મ સાક્ષાત્કાર. બુદ્ધિ પોતાના બલિદાનથી જ દૈવત્વ પામે છે પોતાના સ્વયંસિદ્ધ 'હક્કને જ્હો માફક વળગી રહીને—હઠપૂર્વક વળગી રહીને—આખરે એ હક્કનો યજ્ઞ પણ એવી જ હઠથી કરે છે, ત્હારે જ એ ગૌરવ પામે છે, પછી એને ગર્વિષ્ટ કોઇ કહે તે તો ગૌરવની ઇર્ષા મનાય !

મસ્ત—ભગવતી અભિજ્ઞાન ! દેવી મારિવકી ! મૈયા કુર બાની ! 'ગૌરવ' અને 'ગર્વ' બન્નેને પરંતુકમાં ભાળી एक स्वरूप બનાવવાની ત્હારી શક્તિ શું આત્મસિદ્ધથી અજાણી છે ? અને એમ છે તો પછી 'ગર્વ' પણ ત્હને સુભાગ્ય છે ! અમને મસ્તોને આવો સુંદર વિલાસ કરાવી શકનાર દેવી શા માટે ઓછી ગર્વિષ્ટ હોય ? . (પથ તરફ નજર કરીને) પણ દેવીના 'પતુચ્છ' કેમ વિચારમાં પડી ગયા છે ?

પથ—મસ્તરાજ અને વિશ્વજનની મૈયા આગળ કોણ

પતુજી નથી ? પણ હું તો હમણા વેદોના મહાવાક્યને સાભળીને એના જ વિચારમા પડી ગયો છુ

ફેક્કડ—અહુ જબરો ગતિશીલ દેખુ જો ! લોકો તો પથ ત્હેને કહે છે કે જેમા એક મૂર્ત્તિને વળગી રહેવાનું હોય અને બીજી મૂર્ત્તિથી અભડાઇ જવાપણુ હોય, પણ આપણા પથજી તો એક નવીન મૂર્ત્તિ દીઠી કે સાભળી તો ઝટ એની પૂઠે દોડયા જ છે ! ઠીક, ભાઈ, ઠીક ! પણ ત્હારી એ વેદમૂર્ત્તિ શુ કહે છે ?

**પથ**—તે કહે છે કે **तत्त्वमसि**

ફક્કડ—એટલે ?

**પથ**—તે તુ છે

ફેક્કડ—તે જ હુ છુ ? હ, પછી ?

**પથ**—અને ત્હારી અદર પણ તે જ છે

**સાઇ**—ખૂબ કહી, ખૂબ કહી

" લા—મકાંકા તુઝે કહતે હી મકાં દેખ લિયા ! "

ફેક્કડ—પછી ?

**પથ**—અને તેથી સઘળી ' બાદશાહી ' પણ ત્હા જ છે !

**સાઈ**—વાહજી ! " લોગ દેખેગે વહા, હમને યહીં દેખ લિયા ! " અનલહક્ક !

ફક્કડ—પણ પછી ?

**પથ**—પછી પછી કેટલુંક હોય ? **तत्त्वमसि** એ એક જ ચિન્તવન સઘળા ચિન્તવનોથી મહાન છે હરદમ જેના હૃદયમા એ ભાવ રહે ત્હેનામા વધુ ને વધુ બલ પ્રગટતુ રહે અને એ બલ વડે તે પછી જે કાઇ ઇચ્છે તે પ્રાપ્ત કરી શકે

ફેક્કડ—હ પછી ?

**પથ**—પછી એ જ કે, એ શક્તિ ત્હારા પોતાના **નિશ્ચય** અને શ્રદ્ધામા જ અવ્યક્તરૂપે છે

ભાવસિહ—તદ્દન સાચુ ! જેઓ પોતાને સ્હાય કરે છે ત્હેમની સ્હાયતા માટે પરમેશ્વર પ્રતિક્ષણ તૈયાર રહે છે

ફક્કડ—પણ પછી?

ભક્તિજ્ઞાન—પથને ગભરાવ નહિ, મિ! ફક્કડ! પછી શુ તે હું જ કહી દઉં, સાંભળ! પ્રકૃતિને અટલ નિયમ છે કે મનુષ્ય જે પ્રાપ્તિને અધિકારી બને છે તે પ્રાપ્તિ ત્હેની સમક્ષ હાજર કરે છે પણ તેણી માંગે છે એકે પ્રથમ અધિકાર અથવા યોગ્યતા પ્રાપ્ત કરે. પહેલી ઇચ્છા અને પછી યોગ્યતા પ્રાપ્તિ, એ જ અભ્યાસોમા ગમકતા દુનગાઓને મહારોગ! અને અભ્યાસોથી હમીને યોગ્યતા સપાદન કરી તે યોગ્યતા વડે ઇચ્છા કરવી એ ડાહ્યા પુરૂષોની કુશળતા! પછી તો પ્રકૃતિ પોતે જ ત્હેની ઇચ્છા તૃપ્તિ કરાવવાને ગરજવાન બને છે

ફક્કડ—પણ અહીં તો એ ગરજવાન મૈયાની પણ ગરજ નથી, મહારેની! આ ફક્કડની ઇચ્છાઓ તો તે દિવસથી લુપ્ત થઇ ચૂકી છે કે જ્યહારે તેણે ઇચ્છાને પૂઠ આપી હતી!

સાઈ—સત્ય વચન! ઇચ્છાઓએ જ સ્વરૂપ પર પડદો નાખ્યો છે

ભાનસિંહ—ઇચ્છાને અનુસરનારો એટલે જ અનુચર, દાસ ભિક્ષુક ભિક્ષુક લૂખી સૂકી રોટલીના ટૂકડાને અને ધક્કાને જ અધિકારી હોઇ શકે પણ જે ઇચ્છાને પૂઠ કરી આગળ વધે ત્હેની પાછળ તે અનુચરી અથવા દાસી રૂપે દોડી ત્હેની કૃપા-પ્રાપ્તિ માટે અનેક ફળોની ભેટ ધરે છે

ફક્કડ—ત્યહારે પણ મહારાજા મહારાણીની જ ભેટ સ્વીકારે, નહિ કે દાસીની! મહારાજાનો મીજાજ એના ગૌરવની રક્ષા કરનાર હાલ છે

જ્ઞાનદેવ—ઇચ્છા કરવાની બાબતમા, મિત્રો આખી દુનિયા ભૂલ ખાય છે જે કાંઇ લાગે છે તે જે કાંઈ હકીકતમાં છે તેથી ઉલટુ જ હોય. આખી દુનિયા માયા (સ્ત્રી, લક્ષ્મી, સત્તા) પાછળ દોડધામ કરે છે, ત્યહારે હકીકતમાં માયા પોતે હમેશ કોઇ પુરુષને શોધતી ફરે છે! દુનિયાને નથી મળતી

માયા, અને માયાને નથી લાધતો પુરૂષ। કવચિત્ દુનિયાના માન વીને માયા મળતી દેખાઇ તો તે પણ ટુંક સમય માટે અને ઇચ્છાની અતૃપ્તિથી જે દુખ હતું તે કરતા અનેક ગુણા દુખની હોળીમા બાળવા માટે, અને માયાને કવચિત્ કોઇ પુરુષ લાધી જાય છે તો તે એવો ક્રૂર હોય છે કે પોતે જ અગ્નિ બની તેણીને ભસ્મ કરે છે । આ બન્ને ઘટનાઓનુ યથાર્થ અવલોકન કરનાર મનુષ્ય ઇચ્છાનુ મૂળ શોધવાની દરકાર અને પ્રયત્ન કરે છે એટલા ખાતર કે પછી તે ઇચ્છાને ઉગતીજ દાબી શકે અને ઉગેલી ઇચ્છાને પીડ બતાવવાની 'કળા' ગોધી શકે જેટલા પ્રમાણમા મનુષ્ય ઇચ્છાનું સ્વરૂપ ઓળખી શકે અને એ હવાઈ મોહિનીને દાબી શકે તેટલા પ્રમાણમા ત્હેની અ ગનો સૂર્ય વધુ ને વધુ પ્રકાશવા લાગે

ફક્કડ—મિત્ર પથ! ત્હને કદાચ ખબર નહિ હોય કે હું એકાએક મ્હોટો માલદાર બની ગયો છુ!

પથ—માનદાર? શુ કહે છે? ક્ય્હાથી હાથ લાગ્યો એવો મ્હોટો ખજાનો?

ફક્કડ—બીજે ક્ય્હાથી વળી, આકાશમાથી! રાત્રે ઉંઘમા સ્વપ્નદેવીએ કૃપા કરી અને લાખ્ખોના ખજાનાનો વર્ષાદ વરસાવ્યો!

માઈ—કેવી બીમાર કલ્પનાઓ! એવા સ્વપ્નના ખજાનાની પ્રાપ્તિ—અપ્રાપ્તિ પર હર્ષ-ખેદ માનનારને ખરેખર મૂર્ખ કહેવો જોઇએ

ફક્કડ—અને આ દેખાતી જાગ્રત્ અવસ્થામા થતી કલ્પનાઓ અને તે કલ્પનાની સફળતાઓ અને નિષ્ફળતાઓ એ બધું તો સાચુ જ હશે, ખરૂ ને? પૈસો અને પદવી, રૂપ અને રમણી, કુટુમ્બ અને કમીનો, રાજ્ય અને રમ્મત ગમ્મત, નીતિઓ અને જ્ઞાનો, ગીતગીલીઓ અને ગીતો એ બધુ તો ખરેખર "સાચુ" જ હશે? એ ખજાનાઓની પ્રાપ્તિ—અપ્રાપ્તિના ખ્યાલોમા સબડનારાઓ તો મૂર્ખ નહિ જ હોય?

સા૦—એ મ્હોટી નિદ્રાના મ્હોટા ભોગ બનેલાઓ મૂર્ખ નહિ પણ મૂર્ખ શિરોમણી છે ! એ બધા સ્થૂલ યા સૂક્ષ્મ એકાદ આકારની હવાઈ રમણીની પાછળ દોડનારા, હમેશ ભૂખ્યા, હમેશ હરાયલા, હમેશ ઠગાયલા, ક્ષણે ક્ષણે મરતા ભૂતો છે

ભાવસિંહ—મિત્ર સાંઈ ! 'તું 'પણાને એટલો ફેંકી નાખવો જોઈએ કે 'તું' રહે નહિ અને ત્હારામાં દ્વૈતની ગંધ પણ રહે નહિ.

સાઈ—બેશક ! 'તૂ તૂ કરતે તૂ હુવા, તુજમેં મ્હા ન હૂ
જબ આપા-પરકા મિટ ગયા, જિત દેખૂ તિત તૂ !"

ભક્તિજાન—પરિચ્છિન્ન અહંકારનું નામનિશાન ન રહે તો જ આત્મકૃપાની પૂર્ણતા થાય

જ્ઞાનદેવ—પૂર્ણતા એ જ કે 'હું'પણા વગરના હમે !

સાઈ—પડદો ભાસે છે તે બીજું કાંઇ નહિ પણ દીલ જ પોતાનો પોતા ઉપરનો પડદો છે

પથ—પડદો ભાસતો હોય તો હટાવ એને અને આવીજા જગે આમના મેદાનમાં !

સાઈ—આવવા-જવાનીએ અહીં તો આળશ છે, દોસ્ત ! જેણે જનાનો અને પડદો જોયો હોય ત્હેને માટે ઉતાર તરીકે રાખ ત્હારૂં જગે આમનું મેદાન !

ઉદાસી—એ અખંડ જાગતા અથવા અખંડ ઉઘતા ચાંગના ઘરને ઠેડતો ના મિત્ર પથ !

સાઈ—યારો !

"ન ખાનેમે મઝા મિલતા ન પીનેમે મઝા મિલતા,
યહી તમન્ના હૈ દિલમે, ન નિશા ન પતા મિલતા !"

મસ્ત—દોસ્તો ! ચક એવી જબ્બર ઇચ્છા કરો કે જેની નીચે બધી ઇચ્છાઓ દબાઈ જાય ચક એવી જીજ્ઞાસા કરો કે બધુ જાણવાની ચળ બળી જાય; ચક એવી મસ્તી કરો કે જેથી બધી મસ્તીઓ હટી જાય ચક એવો શબ્દ ગજાવો કે જેમાં સઘળા અવાજ અને અવાજ ઉત્પન્ન કરનાર વિશ્વ ડૂબી જાય !

[ સઘળા તુષ્ણી થાય છે ]

— સમાપ્ત —

અનુસધાન પૃષ્ટ ૧૬ ]

## વા મો શાહે પ્રગટ કરેલા અન્ય લેખકોના પુસ્તકો

(૧) ખરા સુખની કુચીઓ —
(૨) દિવ્ય યાત્રા —લેખક શ્રી ' પોરબદરી
(૩) જ્ઞાનદીપક —લેખક શ્રી મણીલાલ ન દોશી B A સન ૧૯૦૮
(૪) બુદ્ધ ચરિત્ર — „ , „
(૫) દયાનો ઝરો — , ,
(૬) યોગની કુંચી —, „ , ,
(૭) સ્વરશાસ્ત્ર —લેખક ' એક ગ્રૅન્યુએટ સન ૧૯૦૮
(૮) સુસઢ ચરિત્ર —ભાષાતરકાર મુની શ્રી માણેકચદજી
(૯) કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યુ ? —લેખક ન ઈ પટેલ સન ૧૯૧૧
(૧૦) મોતી કાવ્ય —સ્વ મો મ શાહના કાવ્યોનો સગ્રહ સન ૧૯૧૧
(૧૧) ઉપદેશ રત્નકોષ —ભાષાતરકાર શ્રી મો દ દેસાઇ સન ૧૯૧૩

## વા મો. શાહ કૃત પુસ્તકો પૈકી મળી શકતા પુસ્તકો

| | |
|---|---|
| (૧) મૃત્યુના મ્હોમા | મૂલ્ય ૧—૦—૦ |
| (૨) જૈન દીક્ષા | „ ૨—૦—૦ |
| (૩) સુદર્શન | , ૦–૧૦—૦ |

વા મો શાહ કૃત સઘળા પુસ્તકો અને લેખોના સર્વ હક્ક 'વા મો શા પબ્લિશીંગ હાઉસ'ને સ્વાધીન છે પરતુ નિ સ્વાર્થ, ઉચા શોખ તરિકે, વિનામૂલ્ય પ્રચારના આશયથી કોઈપણ પુસ્તક યા લેખ છપાવવા ઈચ્છનારને કોઇપણ જાતનો બદલો લીધા સિવાય તેવી સગવડ કરી આપવામા આવશે

જોઇએ છે વા મો શાહના પુસ્તક પ્રકારાનના કામ માટે ત્હેમની તરફથી બહાર પડેલા પુસ્તકો, જૈન સમાચાર ' સાપ્તાહિક, ' હિન્દી જૈનહિતેચ્છુ પાક્ષિક અને 'જૈનહિતેચ્છુ માસિક પત્રની ફાઇલો જેઓની પાસે ઉપર જણાવેલા પુસ્તકો અથવા તો પત્રોની ફાઈલો યા તો છુટા અકો હોય તેની યાદી કીંમત સાથે લખવા કૃપા કરવી

આ પુસ્તકના લેખકના પિતા અને સ્થા જૈન કોમમા પ્રથમ પનકાર

## સદ્ગત શ્રી મોતીલાલ મનઃસુખરામની સાહિત્યસેવા

### મો મ શાહના પ્રગટ થયેલા પુસ્તકો

મરહુમે પુસ્તક લેખન અને પ્રકાશનનુ કાર્ય સન ૧૮૭૮ થી શરૂ કર્યું હતું અને ટુક સમયમા ઓખાહરણ ( પદ્યમા ), નેમ વિવાહ, રુક્મિણી હરણ, લીલ હમીરની વાર્તા વગેરે પુસ્તકો બહાર પાડયા હતા, પરંતુ આ પુસ્તકો પૈકી એક પણ પુસ્તક મળવું અશક્ય હોવાથી તે સબધમા કાંઇ પણ લખ વાનું બની શકે તેમ નથી

(૧) ગૂજરાતી શબ્દાર્થ કોશ—બે આવૃત્તિ સન ૧૮૮૬ અને ૧૮૮૮

સરકારી તેમજ ગાયકવાડી કેળવણીખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મજૂર કરેલા આ પુસ્તકમા ગુજરાતી **નર્મકોશ**મા નહિ આવેલા ૧૪૦૦ શબ્દોના અર્થ આપવામા આવ્યા છે મૂલ્ય ૦-૧૨-૦

(૨) સદુપદેશમાળા—બે આવૃત્તિ સન ૧૮૯૦ અને ૧૯૦૨

ગુજરાતી બે ચોપડી ભણેલાઓ પણ વાચી અને સમજી શકે તેવી સરળ અને શુદ્ધ ભાષામા લખાયલા આ પુસ્તકમા સત્ય, શિયળ, સતોષ, કરકસર આદિ બાર જુદા જુદા વિષય પર બાર ઉપદેશી અને રમુજી વાર્તાઓ આપવામા આવી છે મૂલ્ય ૦-૮-૦

(૩) પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક—બે આવૃત્તિ સન

માસ ખોરાક અને જીવહિંસાની વિરૂદ્ધમા પ્રગટ થયેલા પુસ્તકોમા આ પ્રથમ પુસ્તક છે જેમા હિંદુ, મુસલમાન પારસી અને ખ્રીસ્તી ધર્મ શાસ્ત્રોના પ્રમાણો તેમજ પ્રખ્યાત ડૉક્ટરો, કવીઓ અને વિદ્વાનોના મતો ટાકી દરેક ધર્મના સિદ્ધાતથી માસ ખોરાક અને જીવહિંસા નિષેધક છે એ પૂરવાર કરેલ છે મૂલ્ય ૦-૭-૦

(૪) રામ-રાસ (જૈન રામાયણ)-સન ૧૯૧૧

આ રાસનું પુસ્તક મુનીશ્રી કેશરાજજી એ સવત ૧૬૮૩ મા રચેલુ જે ઘણુ અશુદ્ધ હોવાથી શુદ્ધ કરીને ટીકા સહિત બહાર પાડેલુ છે ગાયકવાડી કેળવણીખાતાએ લાયબ્રેરી માટે મજૂર કર્યું છે મૂલ્ય ૧ ૮-૦

(૫) સુબોધ કથા માળા—સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦

આ પુસ્તકમા શરીર અને આત્માનો સબધ, દષ્ટા અને વિષય વાસના, ધર્મ માર્ગે વાપરતા ધન ખૂટતુ નથી, સત્ય બોલતા સાચવવાનો વિવેક, નિસ્વાર્થી પ્રેમ અને કરણીનુ ફળ આદિ ૧૪ જુદા જુદા વિષયો પર વાર્તાઓ આપેલી છે મૂલ્ય ૦-૩-૦

ઉપર જણાવેલા પુસ્તકો ઉપરાત (૧) શ્રાવકની આલોયણા (૨) બારવ્રત (૩) અતગડ દશાગ સૂત્રનો સાર (૪) વિપાક સૂત્રનો સાર (૫) નીરીયાવલીકા સૂત્રનો સાર (૬) જ્ઞાતા સૂત્રનો સાર (૭) ઉપાશકદશાગ સૂત્રનો સાર વગેરે માત્ર જૈનોને ઉપયોગી પુસ્તકો બહાર પાડેલા છે

મરહુમે સ્થાનકવાશી જૈન કોમમા કોઇપણ પત્ર હયાતીમા ન હતુ ત્યારે સન ૧૮૭૮ મા 'જૈન હિતેચ્છુ' માસિક પત્ર શરૂ કર્યુ હતુ

## અપ્રગટ પુસ્તક

**જૈન કોશ**—મરહુમના છેલ્લામા છેલ્લા આ પુસ્તકમા જૈન ગ્રંથોમા વપરાતા સસ્કૃત અને પારિભાષિક ૨૦૦૦ શબ્દોનો સગ્રહ કરી તેના સવિસ્તર અર્થ આપવામા આવ્યા છે કેટલીક જગાએ વિશેષ સમજૂત માટે ચિત્રો પણ આપવામા આવ્યા છે આ પુસ્તક ૧૦ વર્ષ જેટલા લાબા ટાઇમનો ભોગ આપીને તૈયાર કરેલુ હોવા છતા હજી સુધી અપ્રગટ છે

મો મ શાહકૃત કોઈપણ પુસ્તકો મળી શકતા નથી પરતુ નિસ્વાર્થ, ઉચા શોખ તરિકે, વિના મૂલ્ય પ્રચારના આશયથી ઉપર જણાવેલા પુસ્તકો પૈકી કોઈપણ પુસ્તક છપાવવા ઇચ્છનારને તેવી સગવડ કરી આપવામા આવશે.

વા મો શા પબ્લિશીંગ હાઉસ
સારગપુર, બુખારાની પોળ—અમદાવાદ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૦ | Haman | Human |
| ૧૯ | ૧૪ | Oppotumty | Opportunity |
| ૨૩ | ૨૪ | ભય ન હોય તો | હોય |
| ૪૮ | ૨૦ | મે વર્ષ પાર્વાત્ય અને | પૌર્વાત્ય |
| ૫૫ | ૧ | સ્વભાવથી ઓતપોત | ઓતપ્રોત |
| ૫૫ | ૨૯ | ઓતપ્રોત બનેલાને મનુષ્યને | બનેલા તે મનુષ્યને |
| ૫૭ | ૨૭ | Condeseension | Condescension |
| ૬૫ | ૧૫ | તો માટે શિષ્ય પણ | શા માટે |
| ૬૭ | ૨૬ | હાય ગુલાબકળી જેવા | ગુલાબકળી |
| ૭૦ | ૨૭ | illustratiou | illustration |
| ૭૦ | ૨૭ | Auther | Author |
| ૭૫ | ૮ | કાગ દૂર આવેલા | કોશ |
| ૭૯ | ૪ | પ્રથકપણું | પૃથકપણું |
| ૯૪ | ૨૬ | સ્વભાવ | સ્વભાવત |

ધી 'સૂર્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.
ઠે પાનકોરનાકા – અમદાવાદ